☞ વાંચી રહ્યા પછી આ ચોપાન્યું રાખી નહી મુકતાં બીજા હુમદીનોને વાંચવા આપવાની મહેરબાની કરશોજી.

# શરૂઆતના ચાર દીવસોની જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરી

અને

તેઓનો

# મરણ વખતે શરીરમાં અણદીઠ રીતે ચાલતી ક્રીયાઓ સાથનો સંબંધ.

(એ બાબદને લગતા ખાસ જોડેલા ખ્યાલ સહીત.)

જરથોશ્તી ઈલ્મે-ક્નૂમના મધ્યબીંદુથી

લખનાર: મો. કેખશરૂ બરજોરજી જામીન., "જાકેબ."

પ્રગટ કરનાર:

ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી.

૧૨૪, દાદીશેઠ હાઉસ, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

ઇ૦ સ૦ ૧૯૩૯.

તમારે આ ૩૩ સાલ જોઇ ચુકેલી નાદર

**પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટીમાં કાંય જોડાવું જોઇએ?**

**( સ્થાપના: તા૦ ૨ જી જાનેવારી ૧૯૦૭. )**

**(૧૮૬૦ ના ૨૧ મા એકટ મુજબ રેજીસ્ટર્ડ થઇ · માર્ચ ૧૯૧૧.)**

(૧) એ સોસાયટીની સૌથી મોટામાં મોટી નેમ જરથોસ્તી ધર્મના અષોઇના કાયદા જાણમાં લાવવાની તથા અમલમા મુકાવવા જોગવાઇઓ કરી આપવાની છે, જેથી અવસ્તામા જણાવેલી સોનેરી જમાનાની હાલત—ફ્રશો-કેરેતી યાને ફ્રશો-ગર્દ (Renovation) પાર પાડવામા દીનદાર જરથોસ્તીઓ હીસ્સો આપી શકે. ફ્રશો-ગર્દ ના જમાનમા તમામ નેકીનીતી, તનદુરસ્તી, મન-દુરસ્તી, રવાન-દુરસ્તી, દીન-આગાહી, આસ્તવાની, ખુન્દીક મનસ્ની (આરમઇતી), તેમજ સલાહસંપજ મોહબત કુલ દુન્યામા રાજ કરશે, અને આફત, દુખદરદ, લડાઇ-મારામારી, ગુનેહગારી, કવખતનુ મોત હમેશનુ નાબુદ થશે

(૨) ઉપલી નેમ તરફના પહેલા પગથીઆ તરીકે જરથોસ્તી ધર્મ તથા હાલની સાયન્સ મુજબ દુધ-અન્ન-ફળ મેવા-તરકારીની ઉત્તમતા, તેમજ દારૂ-તમાકુ-બીડી જેવી ~~કેફી, ઝેરી,~~ હોશ મારનારી ચીજોના રોજીંદા વપરાસથી હાથ ઉઠાવવાના અમુલ્ય ફાયદાઓ બાબે હીલચાલ કરવાની બીજી નેમ આ સોસાયટી ધરાવે છે



(૯) વળી એ સોસાયટી પોતાની બેહેનપણી જરથોસ્તી રાહી સોસાયટીની સાથે મળીને ફસલની બર-વકતની હીલચાલ ચલાવે છે, તેમજ પારસી તરીકત-સંસ્થાનની ભેગી યોજના માટે લખ્ખો વાર જમીન મુંબઇની નજદીક જોગેશ્વરીના એક ગામમા ધરાવે છે

(૧૦) સૌથી ઉત્તમમા ઉત્તમ તો તેની જંગી અનુશેહ-રવાન મેમ્બરોની ક્રીયા-કામ યોજના છે: તેમા આજ સુધીમા ૫૬૯ નરનારીઓ સામેલ થયા છે, અને ૨૪૧ ગુજરેલા મેમ્બરોની ક્રીયા હાલમા થાય છે તેનુ પ્રોસ્પેકટસ મંગાવો

આ સોસાયટીમા કોઇબી ૧૮ વરસની ઉપરના જરથોસ્તી બાનુઓ અને ગૃહસ્થો ફકત આઠ આનાની માસીક ફીએ દાખલ થઇ ઉપલા બધા લાભો મેળવી શકે ખાવા પીવાની કશી બાધ નથી દાખલ ફી રૂ૦ ૧ છે વધુ વિગતો તેમજ કાયદા કાનુન લખી માટે લખો યા મળો —


**દીનશાહ શાપુરજી મસાના, બી. એ., ઓનરરી સેક્રેટરી,**
પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,
દાદીશેઠ હાઉસ, ૧૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ કોટ, મુંબાઇ.

કોઇબી ઇલ્મ (જ્ઞાન) મેળવવા માટે ધીરજ સાથ ખંત એજ મોટું ધન છે!

## શું તમને જરથોશ્તી ધર્મનું ખરૂં નાદર જ્ઞાન મેળવવાની ખરેખરી હોંશ છે?

**તો,**

**કાંય નહી તમો નીચલે ઠેકાણે કાંઇબી ફી વગર નીયમીત**

**દર સોમવારે (તેહેવાર સીવાય) સાંજે**

**સ. ટા. ૬ાા થી ૭ાા સુધી ચાલતા મી૦ જહાંગીર સો. ચીનીવાલાના**

તેમજ

**સનીવારે સાંજે સ. ટા. ૬ થી ૭ સુધી ચાલતા**

મી૦ દીનશાહ શા. મસાનીના

**ઇલ્મે-ક્નૂમના કલાસમાં હાજરી આપતા!**

વળી જાણીતા એરવદ રૂસ્તમ દીનશાહ દસ્તુર મેહેરજીરાણાનો

બુધવારનો અવસ્તા કલાસ (સ. ટા. ૬ાા થી ૭ાા)

નો પણ લાભ લેઓ.

કલાસ બાનુઓ તથા ગૃહસ્થો માટે ખુલ્લા છે.

ઠેકાણું: પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી, ત્રીજે માળે,
૧૨૪, દાદીશેઠ હાઉસ, હોંગકોંગ બેન્કની સાંમે
કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

☞ વાંચી રહ્યા પછી આ ચોપાન્યું રાખી નહી મુકતાં બીજા હમદીનોને વાંચવા આપવાની મહેરબાની કરશોજી.

# શરૂઆતના ચાર દીવસોની જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરી

અને

તેઓનો

# મરણ વખતે શરીરમાં અણદીઠ રીતે ચાલતી ક્રીયાઓ સાથનો સંબંધ.

---

(એ બાબદને લગતા ખાસ જોડેલા ખ્યાલ સહીત.)

જરથોશ્તી ઈલ્મે-ક્ષ્નૂમના મધ્યબીંદુથી

લખનાર: **મો. કેખશરૂ બરજોરજી જામીના, "જાકેબ."**

---

પ્રગટ કરનાર:

**ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી.**

૧૨૪, દાદીશેઠ હાઉસ, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

ઇ૦ સ૦ ૧૯૩૯.



આ ચોપાન્યું મી૦ દીનશાહ શાપુરજી મસાની, બા. એ., એ મુંબઈના કોટમાં નં૦ ૧૯, બેંક સ્ટ્રીટ, ક્રોસ લેન ખાતે ધી "કૈશે-ગર્દ" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે, અને ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી માટે તેના ઑ૦ સેક્રેટરી મી૦ દીનશાહ શાપુરજી મસાની, બી. એ., એ નં૦ ૧૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મધે મુંબઈમાં પ્રગટ કર્યું છે.



**પારસી જરથોશ્તી કોમના માનવંત બુઝોર્ગ અકાબર**

અને

**ચુસ્ત ઓરથોડોક્ષ સખાવતી શેઠયા**

**સર હોરમસજી કાવસજી દીનશાહ એડનવાલા,**

એમ. વી. ઓ., ઓ. બી. ઈ.,

**સાહેબે**

પોતાના બેહેશ્ત બહેરેહ માતાજી

**બાઇ જરબાઇ કાવસજી દીનશાહ**ની યાદમાં તેવણના પુનને

માટે આ ચોપડીની ત્રણ હજાર નકલો જરથોશ્તી કુટુંબોમાં

મુફ્ત વહેંચવા સારૂ પોતાને ખર્ચે છપાવી

આવી રીતે

**ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટીની**

એકજ અરજ સાંભલી તેને આભાર હેઠલ મુકી છે

તેથી આ સોસાયટી તરફથી અત્રે જાહેરમાં દુઆ ચાહવામાં આવે

છે કે દીની જ્ઞાન ફેલાવવાનાં આવાં કાર્યના તમામ સવાબનો

બહેરેહ સર હોરમસજી એડનવાલાના નેક માતાજી

બેહેશ્ત-બહેરેહ બાઇ જરબાઇ કાવસજી દીનશાહનાં

ઉરવાનને પુગો,

અને તેવણનું ઉરવાન પોતીકા બાતેની આતશ મારફતે

પોતીકાં ફરોહરની તુફેલમાં પોતીકા

હુમત-હુખ્ત-હવરશતથી

સરોશની પનાહમાં

સદા

આગળ અને આગળ વધો!

# આ કેતાબ બાબે બે બોલ.

# Foreword.

---

**દાયાઓ મે આતર્શ પુથ્ર અહુરહે મજદાઓ, યા મે અંઘહુત્ અફ્સાઓંઘહુઓ નૂર્ચ્ય યવએચતાઇતે, વહિશ્તેંમ અહૂમ્ અષઓનાંમ્, રઓચંઘહેંમ્ વીસ્પો-ખાથ્રેંમ્—જજે બુયે વંઘહુઉચ મિજ્દે, વંઘહુઉચ સવહિ, ઉરૂનએચ દરેંઘે હુવંઘ્રહે.**

—આતશ ન્યાએશ.

'અએ "આતર્શ પુથ્ર અહુરહે મજદાઓ" નામના કુદરતી અણુદીઠ આતશ! મારી ઉપર એવી નવાજેશ કર કે જે અશો રવાનોને લગતી રોશનીવાળી તમામ-નૂર અને સુખવાળી "**વહિશ્તેમ અહૂમ**" એટલે અણુદીઠ આલમમાં રહેલાં ખરાં પહેલાં બહેસ્ત (પાહલુમ અહવાન) ની હાલત બાબે હાલમાં તેમજ હમેશગી સુધી મને ચાલુ સુચના અને શિક્ષણ અંતરથી આપનાર તરીકે થઇને રહે!—જેથી કરીને ઉરવાનની લાંબા વખતની "હૂ" ને લગતી દુરસ્તી યાને "ઉરૂ" (unfold) બસીત થવાની ગતી મેળવવાને ખાતર, ભલો વળતો બદલો તથા ભલી નામના અને ઝેબ હું પામનાર થાઉં?'

આતશ ન્યાએશના ઉપલા મોતેબર કલામો શીખવે છે કે આપણું ઉરવન અને આત્મા બહેસ્ત તરફ જવાની ખુશાલી તથા ઉરવનની વૃદ્ધિ પામવાની ખાહેશ રાખે છે. જરથોસ્તી દીનની અંદર એજ નેમથી જીંદગી ગુજારવા બાબદ ફરમાન આપવામાં આવેલું છે, અને ફકત જીંદગી દરમ્યાન તરીકતથી અશોઇથી જીંદગી ગુજારીનેજ એ નેમ પાર પાડવાની છે એટલુંજ નહી, પણ મરણ બાદ પણ ચાલુ અને ચાલુ એ નેમ પાર પાડી શકાય તેને ખાતર "યસ્ન" એટલે બુલંદ ક્રીયાકામો ફરમાવેલાં છે.

આ કેતાબના લખનારે જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમનાં લખાણો જે અનેક જાતના આકારમાં છપાઇને છેક ૧૯૧૦ ના સાલથી તે અત્યાર સુધીમાં લગભગ ૨૯ વરસ દરમ્યાન પ્રગટ કરવામાં આવ્યાં છે, તેનો અભ્યાસ ઉલટ અને ખંતથી કરીને. પોતાના જાતિ અભ્યાસનાં નાકેસ પરીણામ તરીકે આ કેતાબનું લખાણ કર્યું છે.

મી. કેખશરૂ બરજોરજી જામીનાને લખાણ કરવાની ખખ્શેશ છે, અને કોઇ કોઇવાર લખાણને કવિતાઇ ખ્યાલમાં પણ જોડી શકે છે. આવી રીતે આ કેતાબમાં "જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરી" ઉપર એક સુંદર ખ્યાલનો લેખ જોવામાં આવશે, અને તે પછી સહેલી એબારતમાં લગભગ **એકસો સોળ** પાનાં જેટલું લખાણ બુલંદ જરથોશ્તી પવિત્ર ક્રીયાકામોનાં ઉપયોગીપણાં બાબે કર્યું છે. એક સાધારણ સ્કુલની કેળવણી પામેલો શખ્સ જો દીલથી અને ધ્યાનથી (With heart and mind) જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમનાં જ્ઞાનનો અભ્યાસ કરે તો તેના વીચાર આચારો કેટલા બધા નેક અને બુલંદ થઇ શકે છે, અને પોતે ભલો થઇ બીજાંઓને ભલાઈ શીખાડવા માટે કેટલો લાયક થાય છે, તેની ઘણી એક સાબેતીઓમાંની એક સાબેતી આ લખનાર ભાઇ જામીના છે.

જરથોશ્તી ક્રિયાકામો બાબે પુષ્કળ લખાયું છે, અને તેની જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમનાં મધ્યબીંદુથી "ક્રશો-ગર્દ" તેમજ ડો. ચીનીવાળાની કેતાબો તથા ખુદ બેહેશ્ત-બહેરેહ ઉસ્તાદ સાહેબ બેહેરામશાહ નવરોજી શરાફનાં પોતીકાં લખાણોમાં એ બાબદ પુષ્કળ બોલાયું છે. આ કેતાબના લખનારે આ બધાં લખાણો વાંચીને તેની અંદરથી ચોક્કસ ખાસ અગત્યના બાબદો તારવી કાઢીને હમદીનોને સમજ પડે તેવી રીતે ગોઠવીને હમદીનો માટે ખાસ મહેનત લીધી છે તે માટે લખનારને ધન્યવાદ આપવામાં આવે છે.

આ કેતાબમાં જે જે બાબદો સમાવવામાં આવી છે તે ઉપરથી સહેલાઇથી જોઇ શકાશે કે બુલંદ ક્રિયાકામ વગર જરથોશ્તી ધર્મ હોઇ શકે નહિ, તેમજ ઉરવાનની વૃદ્ધિ થઇ શકે નહિ **મરણનો ભેદ જે રીતે જરથોશ્તી ધર્મમાં સમજાવવામાં આવ્યો છે તેવી રીતે ઉંડાણથી કોઇબી ફીલસુફીમાં મળી શકશે નહિ.** મરણનો ભેદ જરથોશ્તી મધ્યબિંદુથી સમજવાને માટે જરથોશ્તી ક્રિયાઓની સમજણ તેના ખરા અસલ આકારમાં સમજવાની જરૂર છે, અને આવી સમજણ ટુંકમાં અસરકારક રીતે મેળવવામાં આ કેતાબ કિંમતી મદદ આપશે એમ કહેવું ગેરવાજબી નથી.

## આ કેતાબમાં સમાયલી બાબદોની ટીપ:

(૧) દીનની જાળવણી કરનારી યઝદી તેમજ દુન્યવી વ્યક્તિઓની સીલસીલાબંધ યાદ.

(૨) જરથોસ્તી ધર્મ પ્રમાણે માનવીનાં બંધારણનાં નવ તત્વો તથા તેઓની ટુંક સમજ.
(૩) એવી કોઇ ચીજ નથી જે અવસ્તામાં નહિ હોય.
(૪) સૃષ્ટિ રચનાનું બ્યાન, તથા નિસ્તીની આલમોનો ટુંક ચિતાર.—ગેઉશ તષન તથા ગેઉશ ઉરવાનનું કાર્ય.
(૫) ચીન્વત પુલના ત્રણ તબક્કા—ગન્જીશી, કંગદેઝી, તથા વરજમી; વરજમીની બે બાજુ—દાદારે ગેહાન તથા અપાખ્તર.
(૬) દોજખ એટલે શું?
(૭) પુનર્જન્મ તથા આપઘાત જરથોસ્તી ધર્મમાં છેજ નહિ.
(૮) મરણ વખતે મુરદાળ શરીરમાં ચાલુ થતી ઝુમ્બેશ, અને દરૂજે-નસુ ઉત્પન્ન થવાથી કેહર્પનાં ચક્રોમાં થતા ફેરફારો.
(૯) રવાનની પતેતનું ભણતર તથા તેના ફાયદા.
(૧૦) ચીનવત પુલ ઉપર જવાના ચાર મુખ્ય પગથ્યાંઓ—સચકાર, સગદીદ, ગેહસારણું તથા દોખ્મેનશીની.
(૧૧) ભોંય આગળનું ભણતર (નાની યશ્તેગાંન).
(૧૨) પહેલા ત્રણ દિવસ નહિ ચુકાવી **શકાય તેવી ક્રિયાઓ:** દરેક ગેહમાં સરોશની બાજ; સાંજનાં સરોશનું પાતરૂં; ત્રણ સરોશની યઝશ્ને તથા વંદીદાદ.
(૧૩) ગેહસારણું (મોટી યશ્તેગાંન).
(૧૪) પાછળી રાતની બાજે તથા પાદરૂઝ યાને પાછલી રાતનાં ઉઠમણાંનું ધુપસારણું.
(૧૫) નેક ફરઝંદ—એક ખાસ આશીશ.
(૧૬) બર્થ-કન્ટ્રોલનું સેતાનીક શિક્ષણ; તેની સામે રેવરંડ ફાધર વુડલોકનો ધુજારો.

Not Birth Control, but Self-Control.

(૧૭) ગુજર પામેલાં વહાલાં માટે પ્યાર કેમ બતાવશો.
(૧૮) ચહારૂમની આખા દિવસની ક્રિયા.
(૧૯) ઘેરની ક્રિયાઓ અગીયારીમાં જવાથી કોમની બદબખ્તીનું બેસવું.
(૨૦) ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો.
(૨૧) કોમના કહેવાતા સુધારકો (Modernists) જરથોસ્તી ક્રિયા-કામોની સામે કાંય?
(૨૨) ક્રિયાઓથી માફી મળતી નથી પણ ગુજરનારને દુખમાં રાહત અને મદદ ખચીત મળે છે.
(૨૩) ક્રિયા તો દરેક જરથોસ્તી રવાનનો બાપીકો હક છે.

(૨૪) આ કેતાબ લખનારનો ધર્મે-ક્ષ્નૂમ સાથનો સમાગમ તથા તેનો અભ્યાસ.

(૨૫) ત્રીમાસીક ફ્રશો-ગર્દમાં પ્રગટ થતું જરથોસ્તી ધર્મે-ક્ષ્નૂમ.

(૨૬) ગુજરેલાંની ક્રિયાથી જીવતાંઓને મળતો બદલો—ક્રિયા સૌથી મોટું સવાબનું પરમાર્થનું કામ છે.

(૨૭) બુલંદ દીની મીથ્ર એજ પારસી કોમની હયાતીનો પાયો.

(૨૮) યજશ્ને, વંદીદાદ, આફ્રીન્ગાંન, બાજ, ફ્રેરાખ્શી, તથા સતુમ વખતે જુદા જુદા કરવા જોઇતા મીથ્રની સુંદર ટીપ.

ઉપર જણાવેલી બાબદો ઉપરથી વાંચનારને મરણ પછી તેનું શું થાય છે અને ક્રિયાઓ કેમ મદદ થાય છે તેનો સુંદર ભાસ Bird's-eye-view મળી શકશે અને એ બાબે લંબાણ કરવાની કાંઇ જરૂર નથી.

આ કેતાબ એક લાયક નર કે જેવણે જરથોસ્તી કોમમાં ખરી કેળવણી તથા ખરાં જ્ઞાન માટે Search light આપી છે જે ધર્મે-ક્ષ્નૂમ તરીકે ગાથામાં ઓળખાય છે તે ક્ષ્નૂમના બેહેસ્ત-બહેરેહ ઉસ્તાદ સાહેબને તદન લાયક રીતે અર્પણ કરવામાં આવી છે. જેમ જેમ કોમ ઉપર આફ્તો વરસતી જશે અને કોમ ક્ષ્નૂમ માટે વળખાં મારશે તેમ તેમ આ માનવંત સાહેબની યાદની કિંમત કોમ કરતી રહેશે.

વળી આવું જ્ઞાન કોમમાં ફેલાવવાને માટે આપણી કોમના માનવંત અકાબર તથા પારસી પંચાયતના એક ત્રસ્ટી સાહેબ સર હોરમસજી કાવસજી દીનશાહ એદનવાળા, એમ. વી. ઓ. ઓ. બી. ઇ. જેવણે આ કેતાબની ત્રણ હજાર નકલોનો ખર્ચ પોતાનાં વહાલાં **બેહેસ્ત-બહેરેહ માતાજી બાઇ જરબાઇ કાવસજી દીનશાહ**નાં પુનને માટે આપ્યો છે અને પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટીને આ ખરૂં જ્ઞાન બહાર પાડવા માટે ઉત્તેજન આપ્યું છે તે માટે આ કેતાબનો ઉપયોગ કરનારાં હમદીનો તેમજ સોસાયટી તરફથી સર હોરમસજીનો આ તકે ભારે ઉપકાર માનવામાં આવે છે, અને જરથોસ્તી ધર્મનું ખરૂં અસલ જ્ઞાન ફેલાવવાની રાદી સખાવત કરનારા સર હોરમસજી જેવા ઘણા નરો પેદા પડી તન્દુરસ્તી સાથની લાંબી જીંદગી ભોગવે એવી દુવા ગુજારીશું!

સેવટે ઇરાન સરજમીન ઉપર જરથોસ્તી દીનની પાસબાની કરનારા ગોફ્રેનશીન આબેદ સાહેબ દેલાન સાહેબો તરફની મદદ માટે ઓઝર-ખાહી ભરેલી નજર કરી, બેહેસ્ત-બહેરેહ ઉસ્તાદ સાહેબ બહેરામશાહ બીન નવરોજીનું ઉરવાન અણુદીઠ આલમમાં "અર્ષ્ટમ" સાથે આગળ અને આગળ વધતું રહે એવા મીથ્ર કરીશું!

તા૰ ૧-૭-૩૯. ફીરોજ શાપુરજી મસાની.

ફસલી તીરંગાનનો હીંગામ.

# આ કેતાબ લખનાર તરફનો ખુલાસો અને ઉપકાર પત્ર.

"તે ભલો જમાન જલદીથી આવે કે જે વખતે તે મહાન **રાહનીદાર સાહેબ બેહેરામ વરજાવંદ** આવીને હમો ગુનેહગારોનું તારણ કરે, અને આ દુન્યામાં ફેલાયલી જડતા, અજ્ઞાનતા અને નાસ્તીકપણાને દુર કરી—જરથોસ્તી દએનનાં ઇલ્મનો પ્રભાવ આખી દુન્યામાં પાછો ચાલુ કરે!"—

—એવી દુવા ગુજારી—જરથોસ્તી ધર્મના અભ્યાસી યાતો લેખક તરીકેનો કશો પણ દાવો કર્યા વગર ઘણીજ ખાકસારીથી આ લેખ સંબંધી ખુલાસાના થોડાક શબ્દો લખવાની હું રજા ચાહું છું. મારા જેવા એક કમીના અજ્ઞાન લખનારની મકદુર નથી કે જરથોસ્તી મરણ ક્રીયાઓની મોતેબરીની બીકટ બાબદ હું જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમનાં મધ્યબીંદુથી સમજાઉં. એવી લાયકાત અને અધીકાર ધરાવનારા વીદવાન ધર્મઅભ્યાસીઓ **મેશર્સ ચીનીવાલા બેરાદરો અને મસાની બેરાદરો** આજે વરસો થયાં કોમમાં એ દીશાએ કાર્ય કરતા રહ્યા છે, કારણકે એ નસીબવંતા ભાઇઓ પોતીકા ઉસ્તાદના આશીશો પામીને "ઇલ્મે-ક્ષ્નૂમ" નાં જ્ઞાનથી ચોકસ દરજજે સજ થઇને શણગારાયલા છે, તેથી તેઓજ એવાં કામો પુર ફત્તેહમંદીથી કરી શકે. હું પોતે તો તેઓની "ક્ષ્નૂમ" ની શાળાનો એક નાનો શરૂઆતી શીષ્ય છું, પણ તેઓ સાથની થોડાંક વરસોની સોબતની અસરથી તેમજ સત-સંગથી ઉત્તેજન પામીને આ લેખ તૈયાર કીધો છે.

આ લેખની અંદર મારૂં પોતાનું અંગત કંઇજ નથી. ક્ષ્નૂમનાં કામેલ બાગબાનોએ જે સુંદર ઝાડો રોપીને તૈયાર કીધાં છે, તેમાંનાં જુદાં જુદાં દરખ્તોનાં અનુકુલ થતાં ફુલો વીણી લઇને મેં આ અદના ગજરો તૈયાર કીધો છે, જે ગુંઠવામાં વપડાએલી દોરીજ ફકત મારી છે, ફુલો તો એ બાગબાનોનાંજ છે! મહેરબાન વાંચકોને આ લેખમાં કંઇ ખામી કે ભુલચુક માલુમ પડે, તો તે મારી છે અને નહિ કે એ વીદવાન બાગબાનોની! માટે આ ચોપાન્યાંના જે કોઇ વાંચકોએ એ સંબંધી વધુ જ્ઞાન મેલવવું હોય, તેઓએ નીચે જણાવેલાં ક્ષ્નૂમનાં પુસ્તકોનો ઉંડો અભ્યાસ શાંતિપુર્વક કરવો, કે જે પુસ્તકોની મદદથીજ હું આ લેખ તૈયાર કરી શકયો છું:—

## એ૦ એ૦ મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ કૃત:

૧. જરથોસ્તી દએન પ્રમાણે મરણ પછી ઉરવાનની હાલત.
શરૂઆતનાં ચાર દીવસો અને ત્યારપછી કરવામાં આવતી ક્રીયાઓ:
બીજી આવૃતિ.
(ડો૦ ચીનીવાલા તરફની પાંચ વધારાની નોંધો સાથે).

૨. "પાદરૂઝ" યાને ઉઠમણાંની મહાન ક્રિયા—
ચેહારમની બામદાદનીજ તુરત આગમજ કાંય થવી જોઇએ તેનું તુલોતવીલ સાયન્ટીફીક કારણ.

૩. "દરૂજી-એ-બુજી" યાને દસ્તાન-સુવાવડ દરમ્યાન જાળવવાના જરથોસ્તી કાયદાઓ.

## ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા કૃત:

૪. બુલંદ ગાહેસારણાની ક્રીયા: તેની મહત્વતા અને ખુબીઓ (ક્ષ્નૂમ હારમાળા નં૦ ૨).

૫. "યજશ્ને" ની બુલંદ-ક્રીયા—તેમાં વપરાતા આલાતોના ભેદભરમનો ઉકેલ.

## એરવદ ફીરોઝ શાપુરજી મસાની કૃત:

૬. Zoroastrianism Ancient and Modern.

૭. "ફ્રશો-ગર્દ" પુ૦ ૨૩ તથા ૨૫ માં આવેલી એવણની એડીટોરીયલો.

## ડૉ૦ જેહાંગીર મેરવાનજી પાવરી કૃત:

૮. "દોખ્મે-નશીની" ની બુલંદી: એક ઉડતો ખ્યાલ.

આ ઉપરાંત હાલમાં ચાલતા સોમ, બુધ અને શનીવારના ત્રણ ફ્રી કલાસોમાં અનુક્રમે ભાષણ આપનારા ક્ષ્નૂમના વીદવાન વકતાઓ મી૦ જેહાંગીર સોરાબજી ચીનીવાલા, એરવદ રૂસતમજી દીનશાહજી દસ્તુર મેહેરજીરાણા અને મી૦ દીનશાહ શાપુરજી મસાની તરફથી મેળવેલાં ગ્નાનનો કંઇક ઉપયોગ મેં આ લેખ લખવામાં કર્યો છે, જે માટે એ સઘળા વીદવાન ભાઇઓનો આ તકે જાહેરમાં ખાસ ઉપકાર માનવાની હું મારી ફરજ સમજું છું.

દર બામદાદે "હોશબામ" ની બંદગી પછીની મારી તો એજ દુવા છે કે, "પવીત્ર હોશેબામનાં મરકજને નમન હોજો! અને હોશેબામ તરફથી આવતા "મસદરયાતે-માયેલ" ના (નીસ્તી, હસ્તી

તરફ ખેંચાવાના) અહુરદાતની ગતીના જરથોશ્તી દએનના ઇશ્કના, અહુ-પરસ્તીના નાદના સુંદર પ્રવાહો હમોને આ ગેતીની દુન્યામાં ચાલુ મલતા રહેજો, કે જેથી કરીને વખ્શુરે-વખ્શુરાંન રજ્ઝ-ગો અહુરાના અશો સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબની બક્ષેલી બુલંદ માજદસ્ની જરથોશ્તી દએનનાં ફરમાન અનુસાર હમો અશોઇથી જીંદગી ગુજારનારાં થઇએ, કારણ કે સર્વેથી શ્રેષ્ટ અને સંપૂર્ણ અશોઇએ કરીનેજ હમો દાદાર અહુરમઝદની નજદીક જઇ, તેવણનાં દર્શન પામી, તેવણની દોસ્તીને લાયકનાં થઇશું! માટે અય ખુદા, અશોઇનાં રાહ ઉપરજ ઓસ્તવાર રહીને જીંદગી ગુજરવાની લાયકાત અને સદબુદ્ધિ તમો હમોને હમેશાં બક્ષો!

અય પાક દાદાર અહુરમજદ! "ક્ષ્નૂમ" નાં બુલંદ દીની જ્ઞાનનાં ફેલાવાનું, તમોને ખુસ્તુદ કરનારૂં રાદી કાર્ય જે હમારા ભાઇઓ કરી રહ્યા છે, તેઓને તમો લાંબી જીંદગી—તન્દરોસ્તી અને ફત્તેહમંદી બક્ષજો! કે જેથી તેઓ પોતાનું મીશન વગર હરકતે આગલ ચલાવી હજારો નાસ્તીકોને ધર્મનાં સાચ્ચાં જ્ઞાનથી બેનસીબ થયલાંઓને ખુદાઇ રોશ્નીનો અમર્ગ માર્ગ બતાવી શકે, અને જરથોશ્તી કોમનાં તમામ નરનારીઓને એવી સદ અકકલની ગતી બક્ષજો, કે જેથી તેઓ દીનની બુલંદી ઇલ્મે-ક્ષ્નૂમનાં જ્ઞાનથી સમજતાં થઇ, તેની સંસ્થાઓ તરફ આકર્ષાઇ પોતાનું દીની ઇમાન સાબેત રાખીને આ બુરા જડવાદી જમાનની અંદર ભલી જરથોશ્તી જીંદગી ગુજારતાં થાય અને આર્થીક રીતે આબાદ થાય!— અને મુજ ખાકસારનેબી તમો એવું ઉંચ નસીબ બક્ષતા રહેજો, કે જેથી હું "ક્ષ્નૂમ" નું જ્ઞાન સાંભળી શીખી તે મુજબનો કંઇક અમલ કરી મારો દીની એતેકાદ વધારી, બીજાં હમદીનાંનોના દીની એતેકાદને ટેકવવાના ઉંચ ઉદયોગમાં હું મશ્ગુલ રહું!"

આવી રીતે પોતાની યથાશકિત મુજબ જરથોશ્તી ધર્મનાં ફરમાનોને તેની ઉસુલ (origin) હાલતમાં અને ખરાં રૂપમાં જેમ પેગામ્બર સાહેબે આપેલાં છે તેમજ પારસી આલમ સમક્ષ રજુ કરવાની આપણાં દરેકે દરેક ધર્મઅભ્યાસીઓની તેમજ ધર્મને લગતાં ભાષણો અને લખાણો કરનારાઓની ખરી ગંભીર ફરજ છે.

આ જમાનમાં આપણે ખરેખરાં ભાગ્યશાળી છઇએ કે "ઇલ્મે-ક્ષ્નૂમ" નાં દીની જ્ઞાનની મદદથી આપણે હરેક બારીકે બારીક ચીજ તેની અસલ હાલતમાં આજે જાણી શકયે છીએ, તો પછી આપણામાંના દરેકે એ બુલંદ જ્ઞાનનો લાહવો ચાખવામાં સેહેજબી પછાત પડવું નહી

જોઇએ અને એનો અભ્યાસ દરેકે પોતાની કાયનાતનાં પ્રમાણ મુજબ ફરજ્યાત કરવોજ જોઇએ, કે જેથી આપણે આપણી ભવિષ્યની ઓલાદની દોરવણીને માટે એ જ્ઞાનનો સીલસીલો આપણી પાછળ મુકી જઇએ. સેવટે આપણે એટલુંજ ઇચ્છીશું કે કોમમાં જડ ઘાલી બેઠેલી કહેવાતાં જરથોશ્તી જ્ઞાન માટેની ખોટી હુજત અને ગરૂરીની જગ્યા હવે નમ્રતા અને ખરાં જ્ઞાન માટેની તલબ લે! આમીન!

તારદેવ, મુંબઇ. લી○ કમતરીન સેવક,
તા○ ૭-૭-૩૯. **કેખશરૂ બરજોરજી જામીના.**



૨૬૭૯૯

# નઝર નામેહ.

## અર્પણ પત્રિકા—Dedication.

"અત્ તોઇ અંઘ્હેન્ સઓશ્યંતો દખ્યૂનાંમ્
યોઇ ક્ષ્નૂમ્ વોહૂ મનંઘ્હા હચાઓન્તે."

—ગાથા હા. ૪૮-૧૨.

"તેઓ 'દખ્યુ' યાને મેહેરના સાતે વીભાગોને લગતા 'સોષ્યંતો' યાને મીનોઇ રીતે દુન્યાનું ભલું કરનાર (Spiritual Benefactors) તરીકે ચાલુ રહે છે, કે જેઓ પોતાની વોહૂ મનંઘહ યાને બેહમન અમશાસ્પંદને લગતી ઉંચ મનોવૃત્તિનાં ભાન સાથે "**ક્ષ્નૂમ**" યાને મીનોઇ ખુશાલી તરફ લઇ જનારૂં કુદરતના કાયદાઓ (માજદયસ્ની દએન તથા જરથુશ્ત્રી દએન) ને લગતું બુલંદ જ્ઞાન તથા ઇલ્મનો ચાલુ ફેલાવો કરતા રહે છે."

આવું "ક્ષ્નૂમ" નું બુલંદ જ્ઞાન હીંદુસ્તાનનાં પારસીઓ સમક્ષ પહેલવહેલું ફાહેશ કરી જનારા અય તમો જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમનાં માનવંત બેહેશ્ત-બહેરેહ ઉસ્તાદ સાહેબે-મઅરૂફ બેહેરામશાહ નવરોજી શરાફ! તમારી હૈયાતી દરમ્યાન જેટલી તમો સાહેબની અને તમારા બુલંદ જ્ઞાનની કદર થઇ હતી, તે કરતાં વધુ તમારી હૈયાતી બાદ તમારાં મીશનની કદર થવા લાગી છે. કારણ એતો જમાનાનો રીવાજજ છે, કે ખરા લાયક શખ્સોની કદર જેટલી તેઓની હૈયાતી દરમ્યાન નહિ તેટલી તેઓનાં મરણ બાદ ભવિષ્યની ઓલાદ જરૂર કરે છે. તે મુજબ તમો સાહેબ અણુદીઠ આલમમાંથી ખુશનુદી સાથે જોતા હશો કે આજે કોમમાં એવો એક ઉત્સાહી વર્ગ ઉભો થયો છે, કે જેણે તમારી હૈયાતી

દરમ્યાન તમો સાહેબને જોયલા કે સાંભળેલાબી નહિ છતાં તેઓ તમારાં મરણ બાદ તમારાં જ્ઞાનથી કંઈક માહીતગાર થઇ, તમોએ જરથોશ્તી ધર્મની અને પારસી કોમની જે ઉમદામાં ઉમદા અમર સેવા બજાવી છે તેને માન સહીત યાદ કરી તમારાં રવાનને તેઓ રોજ નમન કરે છે.

આવા અનેકો માહેલો આ અદના લેખ લખનાર એક નાચીજ છે, કે જે પહેલાં ધર્મ સંબંધી ગેર-રાદી વીચારો ધરાવતો હતો, પણ મારા ખુદાની મહેરબાનીથી હું ૧૯૩૧ નાં સાલથી (તમારાં મરણ બાદ ચાર વરસ પછીથી) તમારા ચેલાઓ મારફતે ફેલાવવામાં આવતાં "ક્ષ્નૂમ" નાં જ્ઞાનથી વાકેફ થવે, છેલ્લાં આંઠ વરસના અભ્યાસથી હું મારા વીચારોમાં અને દીની એતેકાદમાં મોટો ફેરફાર કરી શકયો છું, જેના એક અદના પુરાવા તરીકે, તમારાંજ જ્ઞાનના મુળ પાયા ઉપર રચાયલી આ નાનકડી કેતાબની યાદ આપ સાહેબનાં મુબારક નામની સાથે જોડેલી રાખવાની ઓજરખાહી ભરેલી પરવાનગી આપનાં ૧૨ માં સાલીગાંન (વારસીક બાજ, ફસલી રોજ ફરરોખ ફરવરદીન, માહા તીશ્તર તીર યઝદ, તા૦ ૭ મી જુલાઈ, ઇ૦ સ૦ ૧૯૩૯) ના પ્રસંગે હું ચાહું છું!

અય સાહેબે-ઇલ્મ બેહેરામશાહ બીન નવરોઝ! સોષાવરેજ મર્જબાન સાહેબ તરફથી ખાસ અસલ દીની ઈલ્મ યાને "ઈલ્મે-ક્ષ્નૂમ" તેહસીલ (સંપાદન) કરનારા સાહેબ! તમો અણદીઠ આલમમાં અષૅમનાં ખ્રુ સ્તોત સાથે સદા આગળ વૃદ્ધિ પામતા રહીને, તમારા હૈયાત ચેલાઓ કે જેઓ તમારાં મરણ બાદ તમારૂં નામ અને કામ કોમમાં યાદગાર કરવાની ભલી રાદી કોશેશો કરી રહ્યા છે, તેઓ ઉપર તમારા આષીશો અને જ્ઞાનના પ્રવાહો પુર જોશમાં વરસાવતા રહેજો, કે જેથી મારા જેવા નવા સવા અજ્ઞાન શખ્સો પોતીકી દીનની બુલંદી તમારા ચેલા-ઓની મારફતે જાણીને **વરજાવંદ (બેહેરામ) સાહેબ** આવે ત્યાં સુધીમાં દીનનો સીલસીલો જાળવી રાખવાની ખીશ્કારી બજાવવાને પ્રેરાય!

જરથોશ્તી ઇલ્મે-ક્નૂમના માનવંત બેહેશ્ત-બહેરેહ ઉસ્તાદ સાહેબ ઑસ્તા બેહેરામશાહ બીન ઑસ્તા નવરોજનાં રવાનનું પોતીકા હુમત હુખ્ત અને હુવરશ્ત મુજબ પોતીકા બાતેની આતશો અને ફરોહરની તુફેલથી અશો સરોશ યઝદની પનાહમાં વૃદ્ધિના માર્ગમાં સદા આગલ અને આગલ વધવું થજો, અને તેવણનાં રવાનનાં આગલ વધવાનાં કાર્યની અંદર આ કેતાબ કે જે તેમની અશો યાદને અર્પણ કરવામાં આવી છે તેનાં વાંચનથી જરથોશ્તી કોમમાં કીયાકામો તરફનો જેબી કંઇ એતેકાદ વધે અને કીયાકામો રાદી રીતે વધુ સંખ્યામાં થતી રહે તેનું પુન્ય સઘળું તેમને અર્પણ હોજો!

"સરોશ્ અશો ફીરોઝગર્ યાર્ વ પાદાર્ વ નેગેહ્દાર્ વ ગુશ્દાર્ વ પાના વ પાસ્બાને-રવાને-બેહેશ્ત્-બહેરેહ્ ઑસ્તા બેહેરામશાહ્ બીન્ ઑસ્તા નવ્રોઝ બીન્ એર્વદ્ પેશોતન્ બાશ્! અએદુન્ બાદ્!"

આમીન.



# સાંકળ્યુ.



સાંકળ્યુ. પાનું.

# જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરીનો ખ્યાલ.

(રચનારઃ—મી૦ કેખશરૂ બરજોરજી જામીના: "જાકેબ.")

## સખી.

નામ-સ્મરણ, કર નામ-સ્મરણ—ભજ તું અહૂનાં નામજી,
જુઠી જગતમાં ન આવશે—એ વીન બીજું કંઈ કામજી,
તસ્બીહ ફેરવી ઇસ્મોની—પી અમૃત-રસની જામજી,
કહે "**જાકેબ**" ભકત થવે—ન લાગે કોડીનું દામજી.

## ધોંસો.

ખોટી આ દુન્યાની મોહ માયા,
સમજ નર કાચી છે કાયા;
જેણે ગુણ અહૂ તણા ગાયા,
સદા તેને યજદાંની છાયા;
"**જાકેબ**" તો "ક્નૂમ"-ઘેલો છે,
જ્ઞાની ગુરૂનો એ ચેલો છે.

## બહેરે-જરફી-લંગડી.

હમદીનાંને મીજલસઆંન—નાનાં મોટાં ઝઇફ જવાન
આ છે "**ઇલ્મે-ક્નૂમ**" તું જ્ઞાન—નહી ફેર જરી
**આજ સુનાવું—જરથોશ્તી મરણ ક્રીયાઓનાં મોતેબરી.—ટેક.**

**જરથોશ્ત** પયગમ્બરે ખાસ—ક્રીયાની કીધીછ ફરમાસ
જેનો લેવાને ભાસ—દીલા **અભ્યાસ** કરો
ખુબી પીછાણી—જાળવજો બાપીકો વારસો એ ખરો
આખી સૃષ્ટીમાં તમામ—ચાલી રહયુંછ ક્રીયાકામ[1]
જેને આધીન સરીયાંમ—ગેતીનાં અનાસરો
યજદી પ્રવાહનો—વહે જેમાં "**અસર-રોશની**" નો ઝરો.

---

૧. કુદરતમાં યજતોની યસ્ન ચાલી રહી છે તેને માટે આ ઇશારો છે.

શેર.

ક્રીયા કુદરતની આ જોઇને ઉંચ પોતીકાં ભાનથી
ગોઝી દીની ક્રીયાઓ જરથુસ્ત્રે રૂહાંની ગ્નાનથી
અમલમાં મુકી સદીઓ સુધી વડવાઓએ તેને માનથી
અંધકાર "હોવીયત" નો[1] દુર કરી પાર પડયા તેઓ આ જેહાનથી

બુલંદ ક્રીયાઓ આવી—છે જે "ઓખ્તગી" ની ચાવી
તેને અમલમાં લાવી—જાઓ ભવથી તરી
આજ સુનાવું—જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરી.—૧

ગેતી બાઝાર ગણાય—સોદો સાથે મળી થાય
ઘેરેબારે પછી જાય—સઉ પોતીકે મુકામ
"નીસ્તી"ની અંદર—છે જુદાં સઉ ધર્મનાં રૂહાની ઠામ
જોઇ કુદરતનું આ કામ—"સ્થાપકો" એ[2] નેકનામ
રચ્યાં ક્રીયા ને કલામ—લાવવા ભલો અંજામ
અનેક રીતનાં—નથી રજભારબી જેમાં કસર કે ખામ.

શેર.

સચકાર, સગદીદ, ગેહસારણું, દોખ્મે-નશીની એ ચાર છે
જવાને "ચીનવત પુલ" પર જેનો મુખ્ય આધાર છે
અનાસરો "દહુમ યજદ"ને પુગે ન ગેતીપર તેનો ભાર છે
ક્રીયાઓ થાય જો આ બધી તો રવાન "કેહર્પ-સ્વાર" છે

જે ક્રીયા "હુશમોરદી" કહેવાય—તે તો ઘેરમાંજ થાય
કરે અગ્યારી સહાય—"પાવ મેહેલ" નીમાં જરી
આજ સુનાવું—જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરી.—૨

---

૧. રવાનની કદીમ ખામી—રૂહાંની અજ્ઞાનતા.

૨. ગેતીની અંદર દરેક જીરમને લગતો ધર્મ સ્થાપનારાં તે તે જીરમના સાહેબોને માટે અહીં ઈશારો છે, જેઓ પોતાની રૂહાંની ચશ્મથી કુદરતનો કારોબાર જોઈ, પોતાની કોમનાં લોકોને માફક આવે એવી રીતના રીત-રીવાજો-ક્રીયાઓ ફરમાવી જાય છે.

લોહી, તોખમ, કે ઓલાદ—ખેશી-મીત્રોનું જોડાણ
કરે "અઇપી" નું[1] બંધારણ—વસવે કુટુંબથી મળી
માટેજ ઘેરમાં—થતી'તી "હુશ્મોરદી" ક્રીયાઓ ભલી
અશો ગુજરેલાંને કાજ—દરૂન, આફ્રીનગાંન, બાજ
સાથે મુકતાદનો સાજ—થતો ઘેર-ઓ-ગલી
ફ્રેહરોના—આશીશોથી હર આશ કોમની ફળી

**શેર.**

યજશ્ને, વંદીદાદ, વીસ્પરદ, હમાયશ્ત ને નીરંગદીન
"મેગ્નેટીક કરન્ટ"[2] જેનો ફાયદા કરે છે બીજા બીજા
ક્રીયાઓ એ "પાવ મેહુલ" ની કાર્યસાધક ને સંગીન
આતશબેહરામ અગ્યારીમાં કરવા કહે જરથોસ્તી દીન

આપણા વડીલો નેકનામ—જાણતા કાયદા આ તમામ
તેને તોડવાનો અંજામ—જુઓ ખ્યાલ કરી

**આજ સુનાવું—જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરી.**—૩

"**માસીક-માંદગી**" નો કાયદો અગણીત જેનો ફાયદો
તેને માટે એલાહેદો—રહેતો ઓરડો ઘરોઘર
નીચે ખરકીમાં—બેસતાં'તાં બાનુઓ કંઇ વાંધા વગર
સુનો બદબખ્તીનો હાલ—છોડી અસલની આ ચાલ
બેસવા લાગાં માળેમાળ—જેથી વધ્યું અભેખર
ન થાય ક્રીયા—ઘેરમાં જો હોય "દરૂજી" ની[3] નડતર.

**શેર.**

હડસેલી ઘેરમાંથી કાઢી ક્રીયાઓને અગ્યારીમાં
રદ જાય છે જે ત્યાં બધી "અઇપી" ની ગેરહાજરીમાં

---

૧. દરેક શખ્સ પોતાની આસપાસ જે વાતાવરણ પોતાના આચાર વીચાર અને રહેણીકરણીથી ચાલુ ઉભું કરે છે તેને "અઇપિ" (Personal Magnetism) કહે છે.

૨. ક્રીયાઓથી ઉત્પન્ન થતો એક જાતનો વીજળીક પ્રવાહ.

૩. દસ્તાન તથા મનીને ચોકસ કાયદે પરહેજવાની જે તરીકતો ઓરત તેમજ મરદોએ પાળવાની છે, તે નહિ પાળવાથી જે અણદીઠ ખરાબી ઉભી થાય છે તેને "દરૂજી-એ-બુજી" કહે છે.

"દુર બેસવું" છોડી દીધું જુઓ ફેશનની પીશ્યારીમાં
પરીણામ જેતું આવ્યું આજે બેકારી ને "બેહુકારી" માં[1]

સુધરેલ નર નારો જવાન—બેવફા ને બેઇમાન
લાવી ક્રીયા પર ગુમાન—બેઠાંછ દીનથી ફરી
**આજ સુનાવું—જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરી.—૪**

થઇ ફેશનનાં ગુલામ—હીણે દોખ્મા જેવાં ધામ
ન જાય આતશબેહરામ—ઉભા કરે નીરંતર
ફતવાઓ એવા—કે ટુંક કરો ગેહસારણાનું ભણતર
લડી રેવાજોથી લડત—અવસ્તાની માંગે શાહદત
ભુંડી તેઓની આદત—વધારે કોમી અંતર
તજવા માંગેછ—તેઓ નીરંગ, સુદરેહ-કુશ્તીનું બખ્તર.

**શેર.**

"**હોવીયત**" રૂહાંની દુર કરી અખંડતા પામવા રવાનની
"**મીથ્રો-માંથ્રો ને યસ્નો**" ની છે દીન કદીમ ઇરાનની
ફેરફાર તે દીનમાં કરે તાકાત શું ઇનસાનની
જો કંઇ કરે તો "**વરજાવંદ**"[2] જેને "**ક્ષથ્ર**"[3] યજદાનની

પાયા વડીલોએ ચણ્યાં—તેને હાથે કરી ખણ્યાં
શું ધુળ તમો ભણ્યાં?—વેલાત ફરી હરી
**આજ સુનાવું—જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરી.—૫**

આથ્રવન ને રથએશ્તાર—વાસ્ત્રીયોશ હુતોખ્શ એ ચાર
જેમાં પહેલાનો આ સાર—સમજો ચીત ચોડી
આલા દરજ્જો—આથ્રવનનો જેની હોવીયત બહુ થોડી
ખીળવી આતશોની શકિત—કરે ક્રીયા ને ભકિત
થાય સઉની જેથી મુકિત—આપે સંબંધ જોડી
કુદરત સાથે—બદીઓનાં બીજને ફોડી તોડી.

---

૧. અનીતી.

૨. નજદીકનાં ભવિષ્યમાં જરથોશ્તી દએનની તેમજ કુલ જગતની વૃદ્ધિ કાજે રાઇનીદાર ( World Teacher ) જગત-ગુરૂ તરીકે "વરજાવંદ બેહેરામ" સાહેબ આવનાર છે તેને માટે અહીં ઇશારો છે.

૩. સત્તા—મીનોઇ અધીકાર.

શેર.

આથ્રવનના વડા જે "મગવો"[1] તેમનુ કાર્ય બહુ શ્રેષ્ટ છે
નિર્માણ જેઓને માટે "ગરોન્માન બેહેસ્તર" છે
નીંદા-ઠેકડી એઓની કરે તે પુરા પાપી નેહસ્ત છે
"આશમોઘો" ના[2] બુરા હાલની કયાં તેઓને દેહસ્ત છે

આવા અશો દસ્તુરાન—દીન ધર્મના પાસબાન
જેમની ઇરાનમાં આણ—હતી સર્વોપરી
આજ સુનાવું—જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરી.—૬

જુવો આજે મોબેદોની ચાલ—ભુલી ફરજનો ખ્યાલ
ક્રીયા કરે હાલ-હવાલ—નારાજ બને બેહદીન
સુધારકોનું—પુછડું પકડી ઘટાડે દીની યકીન
તરીકતો બધી આલે—તે જો મોબેદો નહી પાળે
સપડાઇ શેતાનની જાળે—થાય ગુનાહમાં લીન
પઇસા લઇને—ઘોટાળા કરે ક્રીયામાં ભીન ભીન.

શેર.

ખુન કરે ક્રીયાનું જે તે ફરઝંદનો ખુની ગણાય છે
તન-મનથી દુખી થઇ "ચાહુરમ" ને દીન પસ્તાય છે
પઇસા ક્રીયાના આપવે નૈયત બેહદીનની નોંધાય છે
"અવીજેહ વેહદીનની ગાસ"[3] માં અણદીઠ ક્રીયા થાય છે

માટે હમદીન ખાસ-ઓ-આમ—ના તજતાં ક્રીયાકામ
આપજો પુરતું દામ—દીલે ઉમંગ ભારી
આજ સુનાવું—જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરી.—૭

---

૧. આથ્રવનનાં તબક્કાની આંઠ ગ્રેડ છે જે અષોઇની ઉંચ ગતીથી ચઢી શકાય છે. આ આંઠ ગ્રેડમાંની સઉથી ઉંચી ગ્રેડના લોકોને "મગવો" કહે છે, જેઓ આ ગેતીની ઉપર યજતોનાં જેવું કુદરતની વૃદ્ધિનું કાર્ય હર-જમાનમાં કરી રહે છે.

૨. પોતે દીનની વીરૂધ જઇ તેને તોડી બીજાઓને પણ તેવાજ ઉલટા માર્ગે લઇ જવાની કોશેશ કરનારા બદ ઇનસાનો.

૩. કુદરતની પોતીકી જરથોશ્તી દીન જે નીસ્તીથી હસ્તી લગી લંબાઇને રહેલી છે તેની અણદીઠ પાવીકત.

"સાહેબે-ઝર"[૧] શેઠયાઓ—યકીન ધર્મપર લાવો
કોમની મદદે આવો—ખાતું સ્થાપો એવું મહાન
ચાર દીવસની—થાય સર્વેની ક્રીયાઓ જ્યાં એકસાન
ખરચી સમાર્ગે ધન—ઉભા કરો આથ્રવન
જેનાં દેમાગ ને દર્શન—હોય **"મીસલે-યજદાંન"**[૨]
અશોઇભર્યાં—અમલથી બને કોમનાં રહેબરાંન.

**શેર.**

ક્રીયાઓ થાય દીન ચારની અશો સરોશની આણમાં
પરહેઝગાર મોબેદો પાકથી પાવ-મેહેલનાં મકાનમાં
સહાય કરે ઉરવાનને જવાને ગરોથ્માનમાં
એથી વધુ પુન્ય નથી આ **"હાશમી"**[૩] જમાનમાં

ખુબી ક્રીયાઓની સારી—રચવી ખ્યાલમાં બહુ ભારી
લેખ લખ્યો છે વીસ્તારી—વાંચજો ચીત્ત ધરી
**આજ સુનાવું—જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરી.—૮**

ટોળો જરથુસ્ત્રીયાંન—વસે **"બાતેન-ઇરાન"**[૪]
કોહ દેમાવંદ દરમ્યાન—ઇલ્મ-અમલમાં ચકચુર
રહેબર જેમના—**"સોષા-વરેજ"**નું[૫] છે યજદી નુર
વસ્યા ટોળામાં જઇ—સાલ સાડાત્રણ રહી
મેળવી **"ક્ષ્નૂમ"ની વહી**[૬]—કીધો અંધકારને દુર
**બેહેરામશાહ નવરોજી શરાફે** લીધું જ્ઞાન ભરપુર.

**શેર.**

વીસ સાલ સુધી સેવા કીધી ફેલાવ્યો જ્ઞાનનો પ્રકાશ
ઝરો ઇલ્મનો વહેતો કીધો ખોલીને ક્ષ્નૂમનો કલાસ

---

૧. સોનાનાં માલેક—દોલતમંદ-ધનવાન.

૨. યજદોનાં જેવા.

૩. મંગળના ગ્રહની મુળ અસર ધરાવનારો બુરો જડવાદી (કલીયુગનો) જમાન.

૪. હાલનાં જાહેર ઈરાનથી અણદીઠ રીતનું છુપું ઈરાન કે જ્યાં અણદીઠ રીતે અનેક જરથોશ્તી આબેદી ટોળાઓ વસી રહેલા છે. વાંચો **ફ્રશો-ગર્દ** પુ૦ ૨૬, પાનાં ૨૭૦-૨૮૪.

૫. સરોશ યજદ સાથે સીધો સંબંધ ધરાવી તેવણનો નાદ સાંભળી તે મુજબ અમલ રાખનારા મહાન સાહેબ.

૬. બસારત પામીને મેળવેલું દીનને લગતું મીનોઇ જ્ઞાન.

સમજાવી બુલંદી દીનની કીધા સુધારકોને નીરાશ
રહેલત પામ્યા એકાએક મનની રહી અધુરી આશ

ધરી ધર્મની દાજ—ભેગાં મળ્યાં આપણ આજ
ઉજવી "ઉસ્તાદ સાહેબ"ની[1] બાજ—૧૨માં વરસની ખરી
આજ સુનાવું—જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરી.—૯

સઉ શાગેર્દીમાં આલા—ફ્રરામરોઝ ચીનીવાલા
લેખો જેમનાં નીરાળા—શું કરૂં વખાણ
ખાત્રી કરજો-વાંચી "નીશીકે વેહદીન"માં એમનાં લખાણ
ક્ષ્નૂમીક ઇલ્મનાં દાની—ફ્રીરોઝ ને દીનશાહ મસાની
જેની આગળ ભરે પાણી—"ફ્રાઇલોલોજીસ્ટ"[2] વીદ્વાન
ચોથા ચેલા—જહાંગીર ચીનીવાલા ખરા ગ્નાની ગુણવાન

શેર.

આ સ્થંભો મુખ્ય ચાર છે ક્ષ્નુમના દીની મેહેલના
ફતવાઓને તોડે જેઓ સુધારકો ચસકેલના
"રાસ્ત રહેબરાંન"[3] છે શું વંઠેલ કે વટલેલના
હરદમ રહો એઓ ઉપર આશીશો "સાહેબે-દેલ"ના[4]

શુક્ર સાંજ ને સહવાર—કરે "જાકેબ" હરવાર
થાઓ કોમનો ઉદ્ધાર—"ક્ષ્નૂમ"નાં ગ્નાને કરી
આજ સુનાવું—જરથોશ્તી મરણ ક્રીયાઓની મોતેબરી.—૧૦

---

૧. જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમના અસલ દીની જ્ઞાનને ૧,૩૦૦ વરસ બાદ હીંદુસ્તાનમાં પહેલવહેલું ફાહેશ કરનારા ક્ષ્નૂમના પાયોનીયર બેહેસ્ત-બહેરેહ બેહેરામશાહ નવરોજી શરાફ. (જન્મ: તા૦ ૩-૮-૧૮૫૮; મરણ: તા૦ ૭-૭-૧૯૨૭ ઇસવી.)

૨. પશ્ચીમની રૂઢીએ શબ્દાર્થથી જરથોસ્તી દીનને સમજવાની કોશેશ કરનારા અવસ્તા-અભ્યાસીઓ.

૩. કુદરત અનુસાર સાચ્ચી દોરવણી કરનારા,

૪. દેમાવંદ કોહમાં ગોફ્રેનશીન થઇને અશો જરથોસ્તી જીંદગી ગુજારી રહેલો છુપો ટોળો—જેઓ પોતાનાં દીલ ઉપર પુરેપુરો કાબુ ધરાવનારા હોવાથી "સાહેબ-દીલ" (Master-Heart) કહેવાય છે.



# શરૂઆતના ચાર દીવસોની જરથોશ્તી મરણ-ક્રીયાઓની મોતેબરી

અને તેઓનો

## મરણ વખતે શરીરમાં અણદીઠ રીતે ચાલતી ક્રીયાઓ સાથનો સંબંધ.



**( એ બાબદને લગતા ખાસ જોડેલા ખ્યાલ સહીત. )**

જરથોસ્તી ધર્મ-ક્ષ્નૂમનાં મધ્યબીંદુથી

લખનાર:—**મી. કેખશરૂ બરજોરજી જામીના, "જાકેબ."**

---

આજના જડવાદી જમાનાની અંદર પારસી કોમનો એક ભાગ નાસ્તીક થઇ ગયો છે, એટલે કે ખુદાની હૈયાતીમાં કે ધર્મ અને તેની તરીકતો અને ક્રીયાઓનાં પાલણમાં તે મુદલ માનતો નથી. કોમનો બીજો એક ભાગ એવો છે કે જે પોતાનો બાપીકો બુલંદ ધર્મ તજીને પર-ધર્મી માનતાઓ અને રીવાજોનાં પાલણ તરફ વધુ ખેંચાયલો રહે છે, જયારે કોમનો એક ત્રીજો ભાગ એવો છે કે જે પોતાના ધર્મના બાપદાદેથી ચાલતા આવેલા રીવાજોને માન સહીત જાળવીને તેનાં પાલણમાંજ પોતાનું સાર્થક સમજે છે. આ ત્રીજો વર્ગ કે જે પોતાનું ધાર્મીક ઇમાન અને એતેકાદ જાળવી રાખી અત્યાર સુધી ધર્મને ટકાવી રહ્યો છે, તેનાં ઇમાનને તોડવા માટે છેલ્લાં ત્રીસેક વરસો થયાં કેટલાક સુધારાવાળા સાહેબો ચાલુ અનેકવાર કોશેશો કરી ચુકયા છે. પણ ખુદાના હોકમથી તેઓ કુદરતથી ઉલટી પોતાની નેમગાં જેવા જોઇએ તેવા ફાવેલા નહિ હોવાથી, તેઓ અવારનવાર અમુક અમુક નવા તૂત-વાઓ ઉભા કરી કોમમાં ધાર્મીક રમખાણો જગાડે છે.

## જરથોશ્તી ક્રીયા કામોની સામે સુધારકોના બખાળા.

આવા સુધારક સાહેબોની એક મુખ્ય ચલવલ જરથોશ્તી ધર્મની બુલંદ મરણ ક્રીયાઓની સામે છે. કોમની આજની નબળી આર્થીક હાલતનું ઓઠું આગલ ધરી તેઓ જણાવે છે કે "ક્રીયાઓ પછવાડે આજના બારીક વખતમાં આટલો બધો પઇસો બરબાદ શા માટે કરવો જોઇએ? એ તો બધું પાછલા જમાનામાં મોબેદ સાહેબોએ પોતાનાં પેટનાં ગુજરાન અર્થે ઉભુ કીધેલું ધતીંગ છે—પેગામ્બર સાહેબ જરથુસ્ત્રે આવું બધું કંઇજ ફરમાવેલું નથી—મરણ પછી તો દરેક ધર્મનાં રૂવાનો એકજ છે, તો પછી બીજા કોઇ ધર્મમાં નહિ અને જરથોસ્તી ધર્મમાંજ કાંય આટલી બધી વગર અર્થની ખરચાલુ ક્રીયાઓ કરાવવી જોઇએ?—આ બધી ક્રીયાઓ કરાવવાનું ફરમાન જરથોશ્તી ધર્મમાં મલતુંજ નથી. માટે તેની પાછલ આજના ખરાબ વખતમાં પઇસો બરબાદ કરવા કરતાં કોમનાં હીતનાં કંઇ નવાં નવાં કાર્યો પછવાડે એ પઇસો ખરચવો જોઇએ!"

આવા આવા અનેક જાતના ફતવાઓ અવાર નવાર છાપાઓમાં વાંચવાથી, અને ભાષણોમાં સાંભળવાથી કોમનો દીની એતેકાદ ધરાવનારો પણ દીની ફીલસુફીની બુલંદીનાં જ્ઞાનથી બેનસીબ રહેલો, ઉપર જોઇ ગયા તેવો ત્રીજો વર્ગ બાપડો વમાસણમાં પડે છે કે, "ખરેખર આપણે બધાં આ દીનને લગતાં ક્રીયાકામો-રીવાજો અને તરીકતોનાં પાલણ અર્થે તન-મન-ધનથી પછડાઇ જઇએ છીએ, તેમાં હાંસલ શું? મરણ પછી રવાનનું શું થતું હશે-તે કયાં જતું હશે-ક્રીયાઓથી તેને શું અને કેવી રીતનો ફાયદો થતો હશે?—એ બધી વાતો તો ભેદના પરદામાં છે, આપણે તે વીષે કંઇ જોઇ કે જાણી શકતાં નથી, તો પછી આ બધા પછાડા મારવાનાં મુકી દઇએ તો કેમ?"

સુધારકોની ચલવલથી દીની એતેકાદ ધરાવનારાં જરથોશ્તી નરનારીઓનાં મનમાં આવી જાતનો એક છુપો વસવસો દાખલ થવા પામ્યો છે, જે પારસી કોમની અને બુલંદ જરથોસ્તી ધર્મની ભવિષ્યની હૈયાતી માટે જોખમ ભર્યો છે, જેને દુર કરવાનો એકલો ઇલાજ એજ છે કે દીનની ગુહ્ય ફીલસુફીની મદદથી આ બધી ચીજોની બુલંદી સમજાવી દીનદારોના એતેકાદને જ્ઞાનની રોશ્નીથી એવો તો મજબુત સીલ કરવો, કે જેથી તે પાછો કોઇબી દીવસ તુટી શકે નહિ. આ માટેની જેટલીબી કોશેશો ભાષણો તેમજ લખાણો મારફતે થાય તેટલી ઓછીજ

ગણાવી જોઇએ. આવી અનેક કોશેશો અત્યાર આગમજ જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમનાં જ્ઞાનનાં મધ્યબીંદુથી વીદ્વાન ધર્મ-અભ્યાસીઓ તરફથી થઇ ચુકી છે, અને તેઓનાં તે શીક્ષણોથી જ્ઞાન સાથનો મજબુત એતેકાદ સંપાદન કરીનેજ આ અદના લખનાર આજનો વિષય લખવાની હીમત કરી શકયો છે.

## દીનની જાળવણી કરનારી યઝદી તેમજ દુન્યવી વ્યકતીઓની સીલસીલાબંધ યાદ.

ત્યારે હવે વીષયની શરૂઆત કરતા આગમજ સૃષ્ટીના પેદા કરનાર અશો **દાદાર અહુરમઝદને** યાદ કરી, તેમનીજ મરજી મુજબ કાર્ય કરતા હફ્ત **અમશાસ્પંદો, મીનો-દએ-ફરરોખ-યઝદો-ગાથાઓ-અને નબાનજદીશતનાંમ રૂવાનોને** નમન કરી-વક્ષુરે-વક્ષુરાંન રંજગો અહુરાના અશો **સ્પીતમાન જરથુશ્ત્ર** સાહેબ, કે જેવણુ આ ખનીરથ બામનાં અહુ અને રતુ છે તેવણુ તરફ તેમજ તેવણુની બક્ષેલી બુલંદ **માજદયસ્ની જરથોશ્તી દએન** અને તેનાં ફરમાનો-તરીકતો તેમજ ક્રીયાકામો તરફ "ઉતયુઇતી તેવીષી" યાને ખરાં જીગરની જાનફેશાંની બતાવી, તેઓ સાહેબની બહમન અમશાસ્પંદ સાથ સીધો સંબંધ ધરાવનારી "આસ્તે-વીર" ની ઉંચમાં ઉંચ ગીનોઇ અક્કલ-શક્તિ ઉપર સદ હજાર આફ્રીન ગુજારી, માજી જમાનનાં **જરથુશ્ત્રોતમાઓ** અને **રાઇનીદાર સાહેબોને** પુશકલ માનની લાગણી સહીત યાદ કરી, તેઓના હાલી જમાનના જાયનશીનો અને જરથુશ્ત્રોતમાઓ કે જેઓ દેમાવંદ કોહની અંદર ગોફેનશીન થઇને જરથોશ્તી દએનની પાસબાની અને દીની ક્રીયાઓની જાળવણી ખરેખરી અશોઇ ભરી રીતે કરી રહ્યા છે, તે મહાન પવીત્ર **આબેદ સાહેબ-દેલાંન સાલેકોને** નમન કરી, તેઓના વડા રહેબર મુરબીજી આલીશાન ખાનદાનેવાલા નામવર નર અશો **સ્રોષાવરેઝ મર્ઝબાનજી સાહેબ** તેમજ તેવણુના નાયબ **રશીદજી સાહેબ** તરફ ભકિતભાવ બતાવી, તેઓ તરફથી **ઇલ્મે-ક્ષ્નૂમનું** જ્ઞાન તહેસીલ કરી આવી તે હીંદુસ્તાનનાં પારસીઓ **સમક્ષ પહેલવહેલું** ફાહેશ કરી જનારા બેહેસ્ત-બેહરેહ ઉસ્તાદ સાહેબ **ઑસ્તા બેહેરામશાહ બીન ઑસ્તા નવરોજી (શરાફ)** નાં રૂવાનનું વૃદ્ધિના માર્ગમાં **સરોશની** પનાહ હેઠલ સદા આગલ અને આગલ વધવું થાય એવી દુવા ગુઝારી, તેવણુના હૈયાત ચેલાઓ કે જેઓ હાલમાં ભાષણો તેમજ લખાણો મારફતે ઇલ્મે-ક્ષ્નૂમનાં જ્ઞાનનો પ્રચાર જરથોશ્તી કોમમાં કરી રહ્યા છે

તેઓને તંદરોસ્તી સાથની લાંબી જીંદગી ઇચ્છી, આપણી બાબદ શરૂ કરીશું :—

ભલાં અને નેક હમદીન વાંચકો, આજનો આપણો વીષય "શરૂઆતના ચાર દીવસોની જરથોસ્તી મરણ ક્રીયાઓની મોતેબરી, અને તેઓનો મરણ વખતે શરીરમાં અણદીઠ રીતે ચાલતી ક્રીયાઓ સાથનો સંબંધ" એ બાબદને લગતો છે. શરૂઆતના ચાર દીવસોની જરથોસ્તી મરણ ક્રીયાઓની અસર તેમજ ખુબી શું છે તે જાણવા માટે પહેલાં એક આદમી ગુજર પામતી વખતે કુદરતી રીતે શું શું ક્રીયા થાય છે, તેનું રવાન શરીરથી કેવી રીતે છુટું પડે છે અને તેમ થયા પછી શરીરની શું હાલત થાય છે, તેનો લંબાણથી ખ્યાલ લેવાની જરૂર છે, અને આ ખ્યાલ બરોબર રીતે લેવા માટે જીવતી જીંદગીમાં માનવીનું બંધારણ કેવી રીતનું છે, અને તેનાં શરીરના જુદા જુદા ભાગો એક મેકમાં મલીને કેવી રીતે કાર્ય કરે છે, તેને લગતું થોડુંક જ્ઞાન લેવાની જરૂર છે.

## જરથોશ્તી ધર્મ પ્રમાણે માનવીનું બંધારણ નવ તત્વોનું.

બીજા ધર્મોની ફીલસુફી માનવીનું બંધારણ સાત તત્વોનું બનેલું છે એમ કહે છે, જ્યારે જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમનું શીક્ષણ શીખાડે છે કે, શું હસ્તીની મીનોઇ નુરી શએ (ચીજ) ઓનું, કે શું નીસ્તીની અનાસરી શએઓનું બંધારણ નવ તત્વોનું બનેલું છે. "ઇલ્મે-અયદાદ" એટલે કે સંખ્યાની ફીલસુફી (Science of Numbers) કે જેની અંદરજ તમામ સૃષ્ટી-રચનાનો ભેદ સમાયો છે (Number lies at the root of the Universe) તેની રૂએ જોતાં, ગમે તેવી મોટી રકમ લઇશું, તો તેની અંદર ૧ થી ૯ અને ૦ સુધીનાં આંકડાઓજ આવશે, જેમાંનાં એકથી સાત સુધીના આંકડાઓમાં હસ્તીને લગતી ફીલસુફીનો ભેદ છે, આંઠનો આંકડો જે કયાસનો છે તે નીસ્તીનો ભેદ રાખે છે, જેને નવની સંપૂર્ણ ગતીને પામવાનું છે, જેથી તે દશની કમાલ્યતને પુગી શકે, એટલે કે તે સાહેબ અહૂ જે એકલો એકજ છે તેને પામવા માટે સુન્યની (ફ્નવષીની) હાલતમાં દરેક શએને અંતે જવાનું છે. "ઇલ્મે-ઇન્ડીસત" યાને ગણીતશાસ્ત્ર (Science of Mathematics) ની રૂએ જોતાં નવનાં આંકની ખાસ ખુબી એ છે કે એને ગમે તેટલી નાની કે મોટી રકમે ગુણતાં જે જવાબ આવે છે, તે જવાબના આંકડાઓનો સરવાળો કરતાં પાછો નવનોજ આંકડો આવીને ઉભો રહે છે. દાખલા તરીકે ૯×૫=૪૫ (૪+૫=૯), ૯×૧૮૫=૧૬૬૫ (૧+૬+૬+૫=૧૮=૧+૮=૯) આવી રીતે જોતાં નવનો

આંક સંપૂર્ણ ગતી ધરાવનારો છે. આપણી જીંદગીની નેમ પણ સંપૂર્ણતાએ પુગવાનીજ હોવાથી, આપણાં શરીરનાં બંધારણની અંદર જુદાં જુદાં નવ તત્વો કુદરત તરફથી અપાયલાં છે.

## જરા જરામાં અવસ્તાની શાહદત માંગનારાઓને અર્પણ!

આજના પશ્ચીમના જડવાદથી રંગાયેલા જમાનામાં કેટલાક સુધારક સાહેબોનાં મગજમાં એવોજ પવન ભરાયેલો છે કે જે ચીજોની શાહદત હાલનાં મોજુદ અવસ્તા-સાહીત્યમાં મલતી હોય તેટલીજ ચીજો ખરી, બાકીની તો પાછલા જમાનામાં અભણ મોબેદોએ ઉભી કીધેલી, તેથી તે માનવા યા પાલવાને યોગ્ય નહિ! આ સીદ્ધાંત અનુસાર આવા દાનાઇના ભંડારો આજે જરથોસ્તી કોમને શીખવી રહ્યા છે, કે બાળકની નવજોત કરી તેને સુદરેહ-કુસ્તી પહેરાવવો એ કંઇ ધાર્મીક ફરમાન નથી, એ તો સંસારી રીવાજ છે! તેમજ ગાયનાં મુતર જેવી અપવિત્ર વસ્તુ (નીરંગ) પીવાથી કંઇ આપણું શરીર કે રવાન પવિત્ર થતું નથી, માટે એ રીવાજ ચાલુ રાખવાની કંઇ જરૂર નથી, કારણકે એ ચીજોની શાહદત અવસ્તામાં મલતી નથી!

સુધારકોના આવા વાહીયાત ફતવાઓથી ઉશ્કેરાઇ જઇને એક ઓરથોડોક્ષ લેખકે વાજગી રીતે તેઓને જાહેર છાપામાં સવાલ પુછયો હતો કે, "અવસ્તામાં તો લેઘો પહેરવો જોઇએ એવું ફરમાન કેઠે આપ્યું નથી, તો પછી તમે શું કામ પહેરો છો? તમારામાં હીંમત હોય તો લેઘા વગર નાગા ફરવાનો સુધારો દાખલ કરી તેનો નતીજો જરા ચાખી જોવની!"

## "એવી કોઇ ચીજ નથી કે જે અવસ્તામાં નહિ હોય."

આજે તો એક બચ્ચું વડીક સાધારણ રીતે જાણે છે કે અસલમાં જરથોસ્તી ધર્મ જયારે તેનાં પુર બહારમાં ફેલાયલો હતો, તે વખતે તે ધર્મની ફીલસુફીને લગતાં જબરદસ્ત મોટાં ૨૧ નસ્કો હતાં, જેની અંદર દેખીતી તેમજ અણદીઠ આલમોને લગતી દરેક બાબદના મુળ કાયદા સમજાવવામાં આવ્યા હતા, તેથીજ આપણી **"દોઆ નામ સેતાયશન"** ની બંદગીમાં બુલંદ અવસ્તા વાણીને **"ફરહાંગાન ફરહાંગ માંથ્ર સ્પેન્ત"** તરીકે ઓલખાવેલી છે, યાને કે "ઇલ્મોનો ઇલ્મ અવસ્તા માંથ્ર" છે Avesta Manthra is the Science of Sciences—the Master Knowledge છે. આ કંઇ ખોટું અભીમાન નથી પણ કુદ-રતની સચ્ચાઇનો એક ભાગ છે, જે બીનાને આપણી એક બીજી પાજંદ

સેતાયશ "બનામે ઇજદ" નો ૧૫ મો ફકરો મજબુત ટેકો આપે છે, જેમાં દાદાર અહુરમજદ કહે છે કે:—

**"બદીન્ ઇ અવનાસ્ત્ અવીજેહ્ માજદ્દયસ્નાંન્ પએદા અએદુન્ બ કરદમ્ કે હીચ ચીહ્ નીસ્ત્ કે બ અવસ્તા અંદર્ નીસ્ત્!"**

યાને કે નાશ નહિ પામતી, પવિત્ર માજદયસ્ની દીન એવી રીતે પેદા કીધી છે કે **એવી કોઇ ચીજ નથી કે જે અવસ્તામાં નહી હોય."**

આજે એવી માન્યતા છે કે એ બધાં નસ્કોને ઇરાનનાં દુશ્મનોએ બાળી નાંખ્યાં છે, પણ જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમનાં શીક્ષણ મુજબ જયારે ઇરાનની પડતીનો વખત નજદીક આવ્યો ત્યારે મગવોના ચોકસ ટોળાઓ જાહેરમાંથી છુટા થઇ કીનારે-કશ થઇ ગયા અને તેઓ પોતાની સાથે અસલના ૨૧ નસ્કો સાચવીને લઇ ગયા, જે આજેબી તેઓ પાસે મોજુદ છે. આજે હીંદુસ્તાનમાં આપણી પાસે જે અવસ્તા સાહિત્ય બચેલું છે તે તો અસલ મહેલના એક ભાંગા તુટા ભાગ જેવું છે, જે આપણને છેલ્લા **રાઇનીદાર દસ્તુરાંન દસ્તુર આદરબાદ મારેસ્પંદ સાહેબે** આપણાં જેવાં આ હાશમી જમાનનાં ગુનેહગાર રૂવાનોનો કુલ્યાતી કેશાશ પોતાની રૂહાંની ચશ્મથી જોઇને આપણને માફક આવે એવી રીતનું ખાસ રચી આપ્યું હતું. ત્યારે આવાં અધુરાં અવસ્તા સાહિત્યમાંથી દરેક બાબદો-રીવાજો-અને ક્રીયાઓને લગતી ખુલ્લી શાહદતો હાલમાં નહિ મલે એ બનવા જોગ છે. બીજું એ કે અવસ્તાના ભેદો કંઇ આજના ભાષાશાસ્ત્ર (ફાઇલોલોજી) નાં જ્ઞાનથી ઉકેલી શકાય તેવા સાધારણ રીતના લખાયલા નથી, એ તો **સ્તોત યસ્ન**ને કાયદે રચાયલા હોવાથી એના ભેદો ઉકેલવા માટે ભાષાશાસ્ત્રનાં જ્ઞાન ઉપરાંત "**સ્તોત-યસ્ન**" નાં ક્ષ્નૂમનાં જ્ઞાનની ખાસ જરૂર છે. તોજ હાલનાં મોજુદ અવસ્તા-સાહિત્યમાંથી પણ આપણા રીવાજો-તરીકતો અને ક્રીયાઓને ટેકો આપનારી સીધ્ધી નહિ તો આડકતરી શાહદત પણ મલી શકે એમ છે.

## જમાનાઓથી ચાલતા રહેલા રીવાજોની ભલી અસર.

ચાલતા આવેલા રીવાજોને માન આપવાની બાબદમાં સુધારક સાહેબો એવી દલીલ લાવે છે કે, "આજે પારસીઓનો અમુક ભાગ બીડી પીએ છે, જે ખરી રીતે જોતાં ધર્મની વીરૂધ છે, પણ આ દીનથી ઉલટો રીવાજ પચીસ પચાસ વરસો વેર કોમમાં ચાલુ રહે અને પછી

ભવિષ્યની ઓલાદ જો એમ કહે કે બીડી પીવાનું તો હમારા બાપદાદેથી ધર્મમાં ચાલતું આવેલું છે, તો શું તેવા રીવાજનું પાલણ તમો વાજબી ગણુશો ?"

એવું કહેનારા સાહેબો ભુલી જાય છે કે કુદરતના કાયદાથી ઉલટા રીવાજો કદીબી લાંબો કાળ ટકી શકતા નથી, કારણ સચ્ચાઇ હમેશાં જુઠાઇ ઉપર ફાવે છે, અને પાંચ પચીસ વર્ષેબી કોઇને કોઇ રીતે તે બાબદનું ખોટારૂં જાહેર થયા વગર રહેતું નથી. જ્યારે કુદરતનાં વૃદ્ધિનાં કાર્યને મદદ કરનારા ભલા રીવાજો રસમો અને રીતીઓ તો જમાનાઓથી એક સરખી રીતે ચાલ્યા આવે છે, જેમાં અહુરમઝદ તરફની ઉપરથી નીચે ઉતરી આવતી ભલી અસર-ગતી રહેલી છે, જેને અવસ્તામાં "**ઉપયન**" કહે છે. ત્યારે સાચ્ચા રીવાજો ચાલુપણું દેખાડે છે. Genuine custom proves currency. તેથીજ આપણે સરોશ યશ્ત હાદોખ્તના પાંચમાં કરદામાં ભણ્યે છીએ કે "**કેહર્પેમ દર્ઘયાઓ ઉપયનયાઓ યજમઇદે**" યાને કે "લાંબા કાળથી ચાલતા આવેલા પુરાણા રીવાજોના કેહર્પ (અમુક મીનોઇ શકિત ધરાવતો આકાર જે રીવાજોના પાળણથી ઉભો થાય છે તેની) સાથે હમો યઝ યાને એકતાંન થઇએ છીએ—હમો તેને આરાધ્યે છીએ." ત્યારે અવસ્તાની સાહદત વગરના ચાલતા આવેલા જુના રીવાજોમાં વટીક આવી ઉંચ બુલંદી રહેલી છે.

## માનવીનાં બંધારણના જુદા જુદા નવ વીભાગોની ટુંક સમજ.

હાલના મોજુદ અવસ્તાની અંદર ખુદાનાં ચાહવાથી આપણને માનવીનાં શરીરનાં બંધારણના નવ ભાગોનાં નામો યજશ્નેના ૫૫ મા હાના પહેલા ફકરામાં મલે છે, જે જડતાથી સુક્ષમતાના અનુક્રમે નીચે મુજબ છે:

| | | |
|---|---|---|
| ૧. **તનુ.** | ૪. **કેહર્પ.** | ૭. **ઉરવાન.** |
| ૨. **ગએથા.** | ૫. **તેવીષી.** | ૮. **બઓદંઘહ.** |
| ૩. **અજદ.** | ૬. **ઉશ્તાન.** | ૯. **ફ્રવષી.** |

આ નવ વીભાગોની ટુંક સમજ આપણે લઇશું.

**તનુ**—એટલે ખાકી શરીર માંસ હાડકાનું બનેલું ખોખું.

**ગએથા**—એટલે અંદરના અવયવો જેવા કે હાર્ટ-ફેફસાં-કલેજું-ભેજું-ગુરદા-ગુહ્ય અંગો વીગેરે.

**અજદ**—એટલે રોગની શરીર, ખાકી શરીરનો આબેહુબ પ્રવાહી

તેલનાં જેવો ભાગ, જેની અંદર ખરી સજીવન શકિત ચાલુ ફરતી રહે છે. આ ત્રણુ વીભાગોની પહેલી ત્રગડીને "**સ્થુળ-હાદેશ**" કહેલી છે એટલે દેખી યા માપી શકાય એવી ફેરફારને આધીન ત્રગડી કે જે વખતનાં વહેવા સાથે વધે યા સંકોચાય.

**કેહર્પ**—એટલે ૧૬ ચખ્રોનું બનેલું સુક્ષ્મ શરીર કે જે ૧૬ ચખ્રોની મારફતેજ (૧+૬=૭) સાત આસમાનોની અસર આપણી ઉપર ઉતરી રહે છે.

**તેવીષી**—એટલે ઇચ્છા વાસ્નાનું શરીર, જે ઇચ્છા ભલી તેમજ બુરી બે પ્રકારની હોઇ શકે. ભલી ઇચ્છા એટલે કે પોતે જીવી બીજાંને જીવાડવાની ઇચ્છાને "**ગોરપંદી તેવીષી**" કહે છે, અને બુરી ઇચ્છા એટલે કે પોતાના લાભને ખાતર બીજાંને હેરાન કરવાની ઇચ્છાને "**ખ્રફ્સ્રી-તેવીષી**" કહે છે.

**ઉશ્તાન**—એટલે કે બાતેન જીવનશકિત કે જેની મદદથીજ પ્રાણુ-વાયુની ક્રીયા શરીરમાં ચાલી રહી છે. ત્રણુ વીભાગો (કેહર્પ-તેવીષી-ઉશ્તાન) ની બનેલી આ બીજી ત્રગડીને "**સુક્ષ્મ-હાદેશ**" કહેલી છે, યાને કે નજરે જોઇ તેમજ માપી નહિ શકાય એવી રીતની અણુદીઠ, છતાં ફેર-ફારને આધીન યાને કે વખતનાં વહેવા સાથે વધે યા સંકોચાય એવી.

**ઉરવાન**—એટલે કે આત્મા-રૂહ (Soul) એક એવું નુર કે જેની અંદર અમુક કચાસ હોવાને લીધે તે કચાસને દુર કરી તેને હજુર "ઉરૂ" (Unfold) થવાનું-આગળ વધવાનું છે.

**બઓદંઘહ**—એટલે કે મીનોઇ જ્ઞાન સંપુર્ણ ડહાપણ ધરાવતું ઉંચ નુર કે જે પોતાની સાથનાં ઉતરતાં નુરને (ઉરવાનને) આગલ વધવામાં મદદ કરવા માટે ખાસ કાર્ય કરી રહેલું છે.

**ફ્રવષી**—એટલે કે તે સાહેબ અહૂના હોકમ (**વષી**) ને આગલ ચલાવનારૂં (ફ્ર=Forth) અતલફમાં અતલફ શ્રેષ્ટમાં શ્રેષ્ટ નુર. આ ત્રણુ વીભાગો (ઉરવાન-બઓદંઘહ-ફ્રવષી)ની બનેલી છેલ્લી ત્રીજી ત્રગડીને "**કદીમ**" યાને હમેશની કાયમની કહેલી છે, એટલે કે નુરને લગતી છે અને સેવટ સુધી નુરીજ રહેશે; તે કદી બીજી હાલતમાં ફેરવાશે નહિ.

આ પ્રમાણેના નવ ભાગો ઉપરાંત આપણાં શરીરમાં જાન અને મન નામની બે મોટી ગતીઓ કાર્ય કરે છે, જે શું છે અને કેમ ઉત્પન્ન થાય છે તે હવે ટુંકમાં જોઇ આપણા વિષયમાં આગલ વધીશું.

## શરીરમાં કાર્ય કરતી જાનની શકિતનો પ્રભાવ.

આપણાં અઝદ શરીરની અંદર બે જાતની ગરમીઓના દોરો થયા કરે છે; એક ગરમી કે જે શરીરને ખરી સજીવન શકિત આપનારી (genuine heat) છે તેને ઇલ્મીયતમાં **"હરારતે-ગેરેઝીયા"** કહે છે, બીજી ગરમી જે બદ જુસ્સાઓને લગતી (false heat) છે તેને **"હરારતે-ગેરેબીયા"** કહે છે. આ બંને ગરમીઓનાં દોરનાં સાથે મલવાથી એક વર્તુળ ઉભો થાય છે, જેની અંદર ઉશ્તાન-આપમાંની કુદરત **"વને-ઝવીત-બીશ"** (Tree of Life) નું આબે-હયાત આવવાથી જાનની શકિત ઉભી થાય છે. ઇનસાનનો દરેક ભોગવટો અને બલીહારી આ જાન અને તેની છ શકિતઓથીજ છે, જેનું વર્ણન આપણાં બુલંદ પાજંદ ભણતર **"દુવા નામ સેતાયશન"** માં મલે છે. ત્યાં આપણે ભણ્યે છીએ કે, **"અવીજેહ દારમ ખુદી આસ્નીદેહ-કુનશ્ન પાહરીજશ્ન, પાક શશ જોરાન-ઇ જાન-કુનશ્ન, ગવશ્ન, મીનશ્ન, વ વીર, વ હોશ, વ બેરદ."** એટલે કે, "ખુદીની જાતી કરણીથી તથા પરહેજીથી જાન (યાને ઉશ્તાન) ની પવિત્ર છ શકિતઓ—કરણી, વાચા, મીશ્ન (વીચાર), પાયદારી, ભાન, તથા ડહાપણ—ને ખાલેસ રાખું છું."

ત્યારે એક ઇનસાનને આપણે જીવતો જાગતો હાલતો ચાલતો-પુર ભાન સહીત વીચાર-વચન-અને કાર્યો કરતો જોઇયે છીએ, તે આ અઝદ શરીરમાં થતા બે જાતની ગરમીઓના દોરનાં વર્તુળમાં ઉશ્તાનનું જોડાણ થવે ઉભા થતા **"જાન"** નાં પ્રભાવથીજ છે. હવે આપણે મનનું ઉભું થવું કેમ થાય છે તે જોઇશું.

## જીવતી જીંદગી દરમ્યાન શરીરમાં ચાલતું "મન" નું રાજ્ય.

ઇનસાનનાં જડ તેમજ સુક્ષ્મ તનનાં બંધારણમાં **"ગવ"** અને **"વોહુન"** એવાં બે તત્વો છે. ઉરવાનમાં જે ઉંચ નુરી તત્વ પડેલું છે, તે જીવીને પોતીકા ઉતરતા ભાગને પોતાના જેવોજ ઉંચ નુરી બનાવવા માંગે છે, તેને **"ગવ"** કહે છે. ઉરવાનની સાથે જે **"હોવીયત"** અંધકારી સરશોક-અહૂ તરફનું ભાન ભુલાવી દેનારો હમેવ ગવની સાથે રહેલો છે, તે જ્યારે ઘટ રૂપ પકડીને નીસ્તી-ગેતીમાં શરીર રૂપે દેખાવ દે છે, ત્યારે તેને **"વોહુન"** કહે છે. આ બંને તત્વોમાંથી તેઓ દરેકનાં દોરો નીકલે છે, જેઓ અંતકરણનાં દશમાં ચશ્મમાં એકમેકને મલી જઇને **"મન"** નામની ચીજને ઉભી કરે છે. ત્યારે આ મનની

ગતી હમેશાં બે પ્રકારની હોય છે. તે ભલી ગોસ્પંદી હોય તેમજ બુરી પ્રફ્રેશ્રી પણ હોય. આપણો દરેકનો આ તો જાતી અનુભવ છે કે કોઇક વખત આપણને ઘણાજ ઉમદા નેક અને ભલા વીચારો આવે છે, જ્યારે બીજી વખત નહિ ધારેલા બુરા નુકસાનકારક વીચારો મનની અંદર આવે છે. આનું કારણ મનની અંદર થતા ગવ અને વોહુનના દોરોનું છે.

આપણાં જેવાં સાધારણ ઇનસાનનાં તનમાં રૂવાન પોતે તો ઘણું ઘણું બચપણનાં પહેલાં ૧૬ મહીના લગીથી તે ૪૮ મહીના લગી સચેત રહી શકે, પણ પાંચમાં સાલથી આ ખાકી અનાસરી શરીરની "સમીયત" (ઝેરી ખસલત) વચ્ચે, રૂવાનના હોશ ઉપર "બંદ-દરેશ" ની બેડી પડે છે, જેથી શરીરનાં રાજ્યનો કારો-બાર રૂવાન મનને સોંપી તેને President નેમે છે, અને તેને તાકીદ કરે છે કે, "તારે વહીવટ કરતી વખતે Cabinet નાં બન્ને સાઇડનાં સભાસદોનું (ગવને લગતાં ગોસ્પંદી તત્વોનું તેમજ વોહુનને લગતાં પ્રફ્રેશ્રી તત્વોનું) મત લઇ, પછી બઓદાંગની પાસેથી તે માટેની બહાલી મેલવીનેજ જીંદગીમાં વર્તવું. આવી સલાહ આપી રૂવાન પોતે ગફલતીની નીંદમાં પડે છે અને મન બધો વહીવટ કરે છે. બુરાંમાં બુરાં માણસને વતીક કંઇબી ખોટું કામ કરતાં અંતકરણમાં જે ડંખ થાય છે, તે મનની આવી કુદરતી બનાવટને લીધે છે. માટે આપણ ઇનસાનોએ આ અંત-કરણના ડંખને સમજતા થઇને ખોટાં કામો કરવાથી જીંદગી દરમ્યાન બાઝ રહેવું જોઇએ. જો તેમ કરવામાં આવે નહિ અને મન વોહુનને લગતા પ્રફ્રેશ્રી સભાસદોની સલાહ અનુસારજ વર્તયા કરે—ગવને લગતા ગોસ્પંદી સભાસદોની સલાહ માન્ય ન રાખે, તો પછી તેઓ પોતાનું મત આપતા બંધ પડે છે, અને મન ઇનસાનને બુરાઇ તરફજ સદા દોરવ્યા કરે છે. આવી કંઇક વીગત મનને લગતી છે.

## સૃષ્ટી-રચનાનાં બ્યાનનો એક ટુંક ભાશ.

હવે આપણે કેહપ-તેવીશી-ઉસ્તાનની, આગલ અનુક્રમે થઇ ગયલી એ ત્રણેની ખીલવણીની ઉષીઓની કંઇક સમજ લઇશું, કે જેથી એ શરીરનાં બંધારણનાં ત્રણ વીભાગો કેવી ઉંચ ગતીએ પુગી ચુકયા છે તેનો કંઇક ખ્યાલ આવી શકે. જરથોસ્તી ઇલ્મે-ક્નૂમ જે "બુન દહેશન" યાને સૃષ્ટી રચનાનું બ્યાંન સમજાવે છે તેમાં કહે છે કે, સૃષ્ટી-રચનાની શરૂઆતમાં હોરોબામ આગલ નુરોના બે મોટા ગોળાઓ જાહેર થયા, જેમાંનો એક "અહુમત" અને બીજો

"અહુવીઅત" નો હતો. અહુમતનાં નુરે એટલે તાકુલે-ખુદીનાં=પોતીકી જાતે રાદી તબીઅત (Nature) ને પીછાણનારાં ઉંચ નુરે ઉપર જોતાંને વારજ પોતાથી ચહડયાતાં શ્રેષ્ટ નુર **ફ્રવષી** તરફ જોઇ તેને નમન કીધું અને ફ્રવષીની પુરેપુરી પીછાણ્ કીધી અને પોતે "**કાંઇજ નથી**" પણ "**જે છે તે તેજ છે**" એમ ખુલ્લું જાહેર કીધું. પણ અહુવીઅતે= અહૂથી ઉલટી હાલતવાલાં ઉતરતાં નુરે ઉપર પડેલાં ઉંચ નુરોને પોતા કરતાં શ્રેષ્ટ ગણવાની ના પાડી, અને "**જેવો તું તેવોજ હું**" એવો ગુમાનીભર્યો નાદ કાઢયો. આવા અહુવીયતના ગોળામાંથી જે ઉરવાનોનું પ્રગટીકરણ નીકલ્યું તે ઉરવાનોની રયમાં દ્રવાઓની ભુલાવાની ગતી હતી, જેથી તેઓ અહુરમઝદને માની શકયાં નહિ. દાદાર અહુરમઝદે પોતાની કરમ બક્ષેશથી જ્યારે ઉરવાનની રય=જ્ઞાનમાંથી દ્રવાઓને અળગ કીધો, ત્યારે ઉરવાન દાદાર અહુરમઝદને પીછાણી શકયું અને પોતાની આગલી નાફ્રરમાની માટે પસ્તાવો કરી, પોતાની સાથનાં પેલા અંધકારી ભાગ-દ્રવાઓ=અજ્ઞાનતાના ભુલાવાનેબી પોતાના જેવો જ્ઞાની કરવાનું માથે લીધું, જેથી અહુનવરમાં લખાયલા પ્લાન મુજબ યઝતોએ તે દ્રવાઓ-માંથી ઉરવાનને પોતાનાં શરીરો ઘડી આપવાનું કામ શરૂ કીધું. ઉરવાન-બઓદાંગની અંદર જે ગવની ઉત્તમ ગતી હતી તેને યઝતોએ પેલા દ્રવાઓના કચરામાં મેલવી, જેથી તે દ્રવાઓ હવે વોહુન રૂપનો થયો, જેની અંદર પછી "પાયુ-થ્વોરેસ્તાર" યઝતોએ પોતાની તરફની ગવની ઉત્તમ ગતી લોન તરીકે ઉછીની આપીને અનાસરોને ઉભાં કીધાં.

## આતશી-બાદી-આબી પ્રગટીકરણની કંઇક વીગત.

હાલમાં જે ગેતીનું ખાકી પ્રગટીકરણ ચાલી રહ્યું છે તેની અગાઉ વરસ આગમજ આ ગેતી આતશી-બાદી અને આબી એવાં ત્રણ મોટાં પ્રગટીકરણોમાંથી પસાર થઇ પોતાનો "**ફ્રશો-ગર્દ**" કરી ચુકી છે. સૌથી પહેલાં આતશી પ્રગટીકરણ વખતે ઉરવાનની સાથનો ઉસુલ દ્રવાઓ જે વોહુન રૂપનો થયો હતો તેના ચાર ભાગમાંના પહેલા એક ભાગને લઇને તેને કેળવી, કેળવીને, સેત્રટે તેને ખુબસુરત ઘાટના '**ગવઅવમંદ**' (ગવની ગતીએ પુગેલા) આતશ તરીકે સુધારીને કેહર્પરૂપ કીધો. તેથી કહે છે કે આતશી સૃષ્ટી વખતે કેહર્પની ઉબી થઇ યાને કે પેલો ૧/૪ વોહુન પોતાની રાત પુરી કરી દીવસની રોશની જોવા પામ્યો (એટલે કે પોતામાં જે અંધકાર-કચાસ હતો તેને સુધારી "**ગવઅવમંદ**" કરી નુરની રોશની જોવાની શરૂઆતે પુગ્યો.) આતશી પ્રગટીકરણની સૃષ્ટી

આવી રીતે સંપુર્ણતાએ પુગવા પછી, બાદી પ્રગટીકરણની સૃષ્ટી શરૂ થઇ જે વખતે પેલા વોહુનરૂપી દ્રવાઓના બીજા ૧/૪ ભાગને તેમાં ચલાવવામાં આવ્યો, અને તેને લાંબા કાળે કેળવીને સેવટે ગવઅવમંદ ગતીના દીલપઝીર 'બાદ' તરીકે સુધારીને તેવીશી રૂપ કીધો. તેથી કહે છે કે બાદી સૃષ્ટી વખતે તેવીશીની ઉપી થઇ. આવી રીતે વોહુનરૂપી દ્રવાઓના બે ભાગો કેહપ તેમજ તેવીષી રૂપે સુધરીને ઉભા રહ્યા.

હવે પેલા ઉસુલ દ્રવાઓના બીજા બે ભાગો સુધરવાના બાકી રહ્યા. તેમાંથી આબી પ્રગટીકરણની સૃષ્ટી વખતે તેના ત્રીજા ૧/૪ ભાગને લઇને તેમાં ચલાવવામાં આવ્યો, અને તેને લાંબા કાળે કેળવી કેળવીને સેવટે ગવઅવમંદ ગતીના આબે-હૈયાતની ગતી રાખતા સુક્ષ્મ આબ તરીકે સુધારીને ઉસ્તાન-આપ રૂપનો કીધો. તેથી કહે છે કે આબી સૃષ્ટી વખતે ઉસ્તાન-આપની ઉપી થઇ, જેમાં ઉસુલ દ્રવાઓનો ત્રીજો ભાગ સુધર્યો.

આવી રીતે આપણે ઘણુંજ ટુંકની અંદર જોવાની કોશેશ કીધી તે પ્રમાણે, રૂવાનની સાથના ઉસુલ દ્રવાઓનો પોણો ભાગ આગલ થઇ ગયલી આતશી-બાદી અને આબી સૃષ્ટી વખતે સુધરીને "ગવઅવમંદ" થઇને-ગવની ભલી ગતીએ પુગીને, તેમાંથી કેહપ-તેવીષી-ઉસ્તાનનાં ત્રણ ઉંચ શરીરો બન્યાં છે.

રૂવાનના દ્રવાઓનો ૧/૪ ભાગ જે હવે સુધરવા વગરનો ખાક તરીકેનો બાકી રહ્યો, તેને ગવઅવમંદ કરવા આજનાં જેવું ખાકી સૃષ્ટીનું પ્રગટીકરણ ચાલી રહ્યું છે, જેમાં પેલા સુધરેલા ત્રણ ભાગો, પોતાની સાથના બાકી રહેલા ભાગને સુધારવાની પોતાની ફરજ સમજી પોતે પોતાનો ભોગ આપી તેની બુરાઇનો ભાર પોતે ખમી રહ્યા છે. આજ કારણને લીધે (એટલે કે ૩/૪ સુધરેલા ભાગમાં ૧/૪ સુધરયા વગરનો કચરો ભેળાવાથી તેની અસરથી) કેહપ કે જે ૧ થી ૧૨ ચપ્રાનું ઉંચ ગતીનું છે તેમાં જડતાનો પ્રભાવ રાખનારા ૧૩ થી ૧૬ સુધીનાં ખાકી ગતીનાં બીજાં ચાર ચપ્રા ઉમેરાયાં, અને તેવીષી જે ગોસપંદી હતી તેમાં ખરફસ્ત્રી બાજુ ઉમેરાઇ, અને ઉસ્તાન-આપ કે જેમાંથી હંમેશા ભલો દમજ નીકળનો હતો તેમાં ૧/૪ ખાકનો કચરો ઉમેરાવે **"નફસે-અમ્મારે"** નો એટલે કે હવસો ઉભરાવતો બુરો દમ પેદો પડયો.

## ખાકી પ્રગટીકરણમાં ઉરવાનને અપાયેલી જવાબદારી.

આ છેલ્લો ૧/૪ વોહુનરૂપી દ્રવાઓ જે ખાક રૂપનો છે તેમાંથી હવે

નીસ્તીમાં કાર્ય કરતા પાયુ–થ્વોરેશ્તાર યઝતો કેહર્પ–તેવીષી–ઉશ્તાનમાં વસેલી કુદરતને લઇને "અઝદ" નાં રોગની પ્રવાહી શરીરને ઉભું કરીને તે અઝદમાંથી તનુ અને ગએથાને ઉભા કરે છે. આ ખાકની ઉષી કરવાની જુમ્મેદારી હાલમાં ઉરવાનને અપાયલી છે, એટલે કે રૂવાને પોતાની રએને સંપૂર્ણતાએ પુગાડવા માટે, પોતાના બાકી રહેલા ૧/૪ વોહુનની ખાકમાંથી તનુ–ગએથા–અઝદનાં જે ખાકી શરીરો થયલાં છે, તેનાં અનાસરોને નુરમાં ફેરવીને કેહર્પ–તેવીષી–ઉશ્તાન જેવાં "ગવઅવમંદ" ગતીનાં કરીને તેમાં મેલવી દેવાનાં છે, જેનાં ભેદને અવસ્તામાં "ખાશ્રવત તનુ" કહે છે, તેથીજ આપણે પવિત્ર અવસ્તાનાં હોશબામનાં ભણતરમાં સેવટના ભાગમાં ભણયે છીએ કે,

**"યથ નો આઓંધહ્રાંમ્ પાતો મનાઓ, વહિશ્તો ઉરૂવાંનો, ખાશ્રવઇતીશ્ તન્વો હૅન્તો વહિશ્તો અંધ્હુશ્;"** યાને કે (જરથુશ્ત્રનાં ફરમાવેલાં વીચાર વચન અને કાર્યો મુજબની જીંદગી હમો ગુજારયે કે) "જેથી હમારૂં મન ખુશાલ થાય, રવાન ચઢતે દરજ્જે પુગે, અને આ ખાકી શરીર ખુરેહમંદ તેમજ નુરમંદ થઇને બેહસ્તને લાયકનું થાય."

ત્યારે પોણી હોવીયત તો અત્યાર આગમજની સુધરી ચુકી છે અને બાકી રહેલી પા હોવીયતને સુધારવા અર્થે આજનું આ તમામ જગત ચાલી રહેલું છે, જેમાં ઇનસાન પોતાનાં રૂવાનની રયની અસ્પંદી પ્રમાણે ચહડ ઉતર ધર્મોમાં જન્મ લઇ–ભોગવટો કરી–મરણ પામે છે. આમ ઇનસાનનાં શરીરમાં રહેલી બધી ચીજો ભલી પરમાર્થી છે, ફકત બાકી રહેલો ૧/૪ વોહુનજ એકલો કપુત છે, જેને સુધારવા આ બધી ઉંચ તબકકાની ચીજો પોતાનો જાતી ભોગ આપી રહી છે. રૂવાનને હસ્તીનાં આસ્માનો માંહેલાં કોઇ એક સાથે સંબંધ છે, જ્યાં તેને લગતાં "દુખુલ" તેમજ "સુખુત" રૂહો વસેલાં છે. બઓદ પોતે યઝતી ગતી છે, પણ રૂવાનની જુફત (સાથી) હોવાથી તેની સાથે ગેતીમાં ધકકા ખાય છે. કેહર્પ–તેવીષી–ઉશ્તાન સુધરીને ગવ–ચીશ્રની ગતીએ પુગેલાં હોવાથી તેઓ પણ "નીસ્તી–એ–અવ્વલ" નાં દખ્યુઓ સુધી ઉડી શકવાનું જોમ ધરાવે છે, અને જડ તનનાં અનાસરોની ગવ "ઉપઇરી–દખ્યુ" ના સુક્ષ્મ અનાસરી કુરરાઓ (વિભાગો) માં જવાને લાયકની છે. આ બધી ભલી ચીજો ત્યારે પેલા ૧/૪ વોહુનના **કપુતને સપુત બનાવવા પોતાનાં સુખનાં ભોગે મથી રહી છે.** આવી રીતે શરીરની રચનાનો કંઇક વીસ્તારીને ખ્યાલ લીધા પછી, આપણે હવે નીસ્તીની

આલમો-કે જ્યાં મરણ પછી દરેક રૂવાને જવાનું છે-તે આલમોની રચનાની ટુંક વીગત સમજવાની કોશેશ કરીશું.

## નીસ્તીની બહોળી આલમોનો ટુંક ચિતાર.

જરથોસ્તી ઇલ્મે-ક્ષનૂમ જે આખી સૃષ્ટી રચનાને ચાર મુખ્ય વીભાગોમાં વહેંચે છે તેમાં નવમાં ને આઠમાં આસ્માનોની બનેલી ચહડયાતાં નુરોની આલમને "**મીનોઈ આલમ**" કહે છે. તેનાથી ઉતરતાં નુરોની બનેલી સાતમાંથી પહેલાં સુધીનાં આસ્માનોની આલમને "**જીસ્માની આલમ**" કહે છે, તેનાથી ઉતરતી આલમ જે સુક્ષ્મ અનાસરોની છે તેને "**નીસ્તીની આલમ**" કહે છે, અને ખાકની બનેલી આ ગેતીને "**જીસ્માની આલમ**" કહે છે.

"**નીસ્તી**" નો અર્થ તત્વોને લગતી હૈયાતી (Material existence) એમ થાય છે; યાને કે કુદરતમાં જે કાંઇ નથી અને નહિ હોવું જોઇએ (નીસ્ત=is not) તે અર્થ થાય છે. "**નીસ્તી**" એટલેજ કાયમનું નુર નહિ ધરાવતાં મોડે વહેલે-ઘણુંજ લાંબા કાળે યા એક પળના કોઇબી બારીક fractional ભાગે ફેરવાયાં કરતાં તત્વો, જે અર્ધનુરી "ગવ" નાં જેવાં હોય કે બારીકમાં બારીક સુક્ષ્મમાં સુક્ષ્મ અનાસરથી જડમાં જડ અનુ-અનાસર (પદાર્થ=matter) જેવાં હોય-તેવાં ફેરફારને અંતે આધીન થનાર તત્વની બનેલી પેદાયેશોની આલમોને "નીસ્તી" કહે છે. આખી નીસ્તીનો વીસ્તાર બહુ બહોળો છે, જેમાં આ પ્રમાણે મુળ પાયા છે:—નીસ્તી-એ-અવ્વલ, નીસ્તી-એ-મ્યાના; અરવાહી-એ-આલા, અરવાહી-એ-અદના, ગેતી અને પાતાળ એ સઘળાની અંદર ચાર ઝરેહો-સાત દખ્યુઓ-સાત કેશ્વરો-ચીનવત પુલ વીગેરે બીજાં પુષ્કળ મરકજો (stations) સમાયલાં છે.

નીસ્તીનાં જે સાત દખ્યુઓ છે તેનાં નામો ચહડતાથી ઉતરતા અનુક્રમે આપણને મેહેર ન્યાએશ તથા મેહેર યશ્તમાં મલે છે, જે નીચે મુજબ છે:—

| | | | |
|---|---|---|---|
| "મીથ્રેમ | અઇવી — | દખ્યુમ | યઝમઇદે." |
| —,,— | અન્તરે — | ——,,—— | |
| —,,— | આ — | ——,,—— | |
| —,,— | ઊપઇરી — | ——,,—— | |
| —,,— | અદઇરી — | ——,,—— | |
| —,,— | પઇરી — | ——,,—— | |
| —,,— | અઇપી — | ——,,—— | |

આ દરેક દખ્યુઓના સાત સાત મોટા વીભાગો છે તેમજ પહેલા અને બીજા દખ્યુની વચ્ચે, બીજા અને ત્રીજા દખ્યુની વચ્ચે, એમ દર બે દખ્યુઓની વચ્ચે જે (transition stage) વચ-ગાળેનો તબકકો છે તેને "**ઝમરીર**" કહે છે, જે દરેક ઝમરીરોના બી સાત સાત મોટા વીભાગો છે. અઇવી, અન્તરે, અને આ દખ્યુઓના બનેલા વીભાગને "નીસ્તી-એ-અવ્વલ" કહે છે, જેનું બંધારણ ગવ-ચીથ્રનું અને સુક્ષ્મ આતશી અનાસરોનું બનેલું છે. આ વીસ્તારમાં ત્રણ ઝરેહો તેમજ છ કેશ્વરોનો સમાવેશ થાય છે, જે કેશ્વરોમાં દાખલ થવાનાં દરવાજાને "દાદારે-ગેહાંન" કહે છે. તેની પછીનાં ચોથાં "ઉપઇરી-દખ્યુ" ને "નીસ્તી-એ-મ્યાના" કહે છે, જ્યાં આગલજ સુક્ષ્મ બાદ, આબ અને ખાકને લગતાં અનાસરોની ઉત્પતી થતી હોવાથી એને અનાસરોનું કાર-ખાનું કહે છે, જ્યાં આગલ "**ગેઉશ તષન**" નામની એક યઝદી શકિત કાર્ય કરી અનાસરો પેદા કરે છે.

## ગેઉશ તષન અને ગેઉશ ઉરવાનની જોડ શકિતની ખીશ્કારી.

ગાથાથી ઉતરતી યઝદી શકિત તે ગેઉશો છે, જે બહ્મન અમશાસ્પંદ સાથ સંબંધ ધરાવનારી છે. ઝરેહ વરકશનાં મરકઝ આગલ જેમ ઇન-સાનનું રૂહ મરદ ઓરતના બે ભાગમાં વહેંચાયલું છે તેમ આ ગેઉશો પણ બે ભાગમાં વહેંચાયા છે. ગેઉશ-તષનની શકિત ઉપઇરી-દખ્યુમાં રહીને તમામ અનાસરોનો ઘાટ ઘડે છે જયારે ગેઉશ-ઉરવાનની શકિત ગેતીમાં રહીને ત્યાં ઉતરનારાં તમામ રવાનોને ગવનું પોશણ આપી તેઓના વોહુનને સુધારવાની ખીશ્કારી બજાવે છે. તમામ રૂહો જે નીસ્તીમાં ઉતરવાને લાયકનાં છે તેઓની સામટી ગવનો જે કુલ્યાતી જથ્થો છે તેને "ગાવ્યોદાદ ગાય" કહે છે, અને એ રૂહોની હોવીઅત (કચાસ-રૂવાનની કદીમ ખાંમી) નો જે કુલ્યાતી જથ્થો છે તેને "કેરેસાની-શેતાન" કહે છે. આ ગાવ્યોદાદ અને કેરેસાની વચ્ચે ભાઇ બહેનનું નાતું છે, કારણ તેઓ મુંગ ઉરવાનનાં બે જુદા જુદા પ્રભાવ છે. ગાવ્યોદાદ બહેન પોતાના ભાઇ કેરેસાનીને પોતાના જેવો ભલો બનાવવા માંગે છે, જયારે કેરેસાની પોતાની બહેન ગાવ્યોદાદને મારી નાંખવા માગે છે. આવી રીતની જે લડાઇ ઉપર થાય છે તેનાં નમુનાં રૂપે આપણ ઇનશાનનાં શરીરમાં પણ ગવ અને વોહુન વચ્ચે યુદ્ધ થયા કરે છે અને તેના નતીજામાં આપણે ભલો બુરો ખવાસ બતાવ્યે છીએ.

આવી રીતે ગાવ્યોદાદ ગાય-ગેઉશ તષન અને ગેઉશ ઉરવાન વચ્ચે

તનાસુલી સીલસીલો રહેલો છે. એ સંબંધ જો સીધો ચાલુ રહે તો ફેરેસાનીની (શેતાનની) ગતી તદન નીરમુળ થઇ જાય. આથી પેલો ફેરેસાની ગેતીથી અદઇરી-દખ્યુ સુધીના સ્થુળ અનાસરી ફુરરાઓના ભાગમાં પોતાની ક્ષફન યાને તીરે-ગોહરની અંધકારી ગતીને વધુ અને વધુ ઘટ કરી ઉપલી ત્રણ શકિતઓ વચ્ચેનો શુભ સંબંધ તોડવાની કોશેશ કરે છે. ૮૧૦૦૦ વરસના નવા દરેધો-ખદાતનાં પહેલાં ચાર હઝાર વરસ લગીમાં મુળ ફેરેસાનીનાં ફરઝંદ અઝીદેહાક (દશ એબવાલા સાંપ) નુ જોર એટલું તો વધી જાય છે કે જેથી ગેઉશ ઉરવાનનો સંબંધ ગેઉશ તષનની મારફતે ગાવ્યોદાદ ગાય સાથે રહી શકતો નથી. આવો મામલો જોઇ ગેઉશ ઉરવાનને લાગે છે કે હવે મારો અંત આવશે, એટલે તેણી અહુરમઝદની આગલ ફર્યાદ ઉઠાવી તે સાહેબ અહૂની પ્રાર્થના કરીને મદદ ચાહે છે, જેના જવાબમાં દર ૮૧૦૦૦ વરસમાં એક વખત પેગામ્બર સાહેબ અશો જરથુસ્ત્ર પોતાની "વીરતન કર્દ" ની શકિતથી આ ગેતી ઉપર ઉતરીને દએવોની તમામ બુરાઇના મોટામાં મોટા ગુબારો (તુર-ઇ-બરા-તુર વખ્શ-તુરબરાતુરનાં ફરપ) ને તોડીને ગેઉશ ઉરવાન અને ગેઉશ તષન વચ્ચેનો સબંધ પાછો ચાલુ કરી આપે છે કે જેથી ગેતી ફરશો-કેરેતી તરફ જઇ શકે. પોતાનું આ મીશન પેગામ્બર સાહેબે પાર પાડયું તે બનાવને જરથુસ્ત્ર સાહેબનાં દીસાના બનાવ તરીકે પહેલવી લખનારાઓએ વર્ણવેલો છે.

## જરથોશ્તીઓમાં જાણીતો "ચીનવત પુલ"—તેનાં ત્રણ મુખ્ય વીભાગો.

ઉપઇરી-દખ્યુ અને અદઇરી-દખ્યુ એ બેની વચ્ચે જે મોટી ઝમરીર છે તેનાં સાત પ્લેનોના વીસ્તારને આપણાં ધર્મમાં **"ચીનવત પુલ"** તરીકે ઓલખાવેલો છે, જેનાં ત્રણ મુખ્ય વીભાગ છે, જયાં દરેક જરથોશ્તી રવાને મરણ બાદ ચાહરમની બામદાદે જવાનું છે. અદઇરીથી શરૂ થઇ ઉપઇરી તરફ જતા પહેલા વીભાગને **"ગંજીશી"** કહે છે. આ મરકજ ઉપર ખુન કરનારાં, લુટનારાં, તેમજ જાદુગરી કરનારાં અને આપઘાત વિગેરે કામો કરનારાં ઉરવાનો-કે જે કામોને આપણાં બુલંદ જરથોસ્તી ધર્મમાં ઘણાંજ બુરાં નહિ માફ થઇ શકે એવાં કામો ગણવામાં આવ્યાં છે-તે કામો કરનારા ઉરવાનો આ "ગંજીશી" નામનાં નીચલાં મરકજપર રહે છે. આ "ગંજીશી" નાં મરકજમાં ઘણીજ ખરાબ અને હલકા દરજ્જાની "સીફલી આલમો" યાને દરૂજી હયાતીનાં રૂહો રહે છે. એક આપઘાત કરનારતું ઉરવાન પણ આ સૌથી નીચલામાં નીચલા

તબકકાપરજ ગેતીના જીવતર કરતાં દશ ગણી લંબાયલી મુદ્દત તુલીક થોભે છે પછી તે ગમે તેવું અશોઇથી જીંદગી ગુજારનારૂં ઉરવાન કાંય નહી હોય. આ મુજબ આ "ગંજીશી"ના તબકકાપર એક આપઘાત કરનારનું ઉરવાન જતું હોવાથી તે આ હલકા દરજ્જાની દરૂજી હયાતીઓના સમાગમમાં રહે છે. "ગંજીશી" મરકજની ઉપર જે **"કુંગદેઝી"** નામને બીજો તબકકો આવે છે, ત્યાં "દરૂજી-એ-બુજી" (દસ્તાન-મનીને લગતી દરૂજી) ની પરહેઝી નહિ કરનાર, તેમજ જનાકારી વીગેરે ગુનાહ કરનાર, તેમજ ઉંદર-બીલાડી-કુતરાં વીગેરે જાનવરોનાં મોહડાંની લબનાં સમાગમમાં આવનાર ઉરવાને એકથી નવ બરસ્તુમ સુધી થોભે છે. આ મરકજ ઉપર ઉરવાન કે જે કેહપંમાં છે, તે કેહપંનીં આસપાસ તેની અઇપીનું જે વળું ફરી વળેલું છે તે પીગલીને તદન સુક્ષ્મ થઇ જાય ત્યાં સુધી થોભવું પડે છે, જે પછીથી તે ઉરવાન "કુંગદેઝી" ની ઉપર આવેલા વીભાગ **"વરજમી"** માં જાય છે.

આપણી આ દુન્યામાંની રહેણી કરણી પ્રમાણે સ્થુલ કે સુક્ષ્મ કેરદાર જેમ આપણાં શરીરની આસપાસ "અઇપી" રૂપે બંધાય છે, તેમજ કુદરતનાં બેપણાંને (જુઝને) કાયદે આ અઇપીને અણદીઠ છાપ વરજમીના તબકકા ઉપર દરેક ઉરવાનને સુક્ષ્મ કેરદાર રૂપે થયલો હોય છે, જે કેરદાર હવે વરજમી ઉપર આવતાં રવાનનાં કેહપંની આસપાસ ફરી વળે છે. આપણાં મોજુદ અવસ્તા સાહિત્યમાં જે ભલી ખુબસુરત અને બુરી બદસુરત કેરદાર રૂવાનને મલવાનું બયાંન છે તે આ વરજમી ઉપર બંધાયેલી કેરદારને લગતુંજ છે.

## "નીસ્તીએ અવ્વલ" નાં છ કેશ્વરોમાં દાખલ થવાને દરવાજો—"દાદારે ગેહાન."

આ વરજમીનાં મરકજ ઉપર બીજા બે તબકકા હોય છે. એક "દાદારે-ગેહાંન" નામને છે જે જમણી બાજુએ જરા ઉંચેથી છે, જે છ કેશ્વરોમાં દાખલ થવાને દરવાજો છે. જે રવાન જીવતી જીંદગી દરમ્યાન અમુક મરતબાની અશોઇ પાલીને ૧૪૪ પ્રકારનાં કેશાશ યાને કર્મમાંથી મુકત થયું હોય છે, તે આ દાદારે-ગેહાંનમાંથી થઇને છ કેશ્વરોની ઉંચી આલમમાં જાય છે, અને ત્યાંથી પછી આગલ અને આગલ વધી હસ્તીમાં દાખલ થાય છે. આવું રવાન જન્મ-મરણના ફેરામાંથી છુટીને બોખ્તગી પામતું હોવાથી તે પાછું કદી આ ખાકી દુન્યામાં જન્મતું નથી યાને કે તે રવાન **"તનાસક"** ની ગતીમાંથી છુટી **"તને-પસીન"** ની

ઉંચ હાલતે પુગે છે. અને દુઆ નામ સેતાયશ્ને મુજબ "પાહલુમ અહવાન" નામનાં નીસ્તીમાં આવેલાં ગરોથ્માન (ગરો-દેમાન) બેહેસ્તમાં વસે છે.

બીજો તબકકો આ દાદારે-ગેહાંનનાં મરકજથી જરા નીચે ડાબી બાજુએ હોય છે, જેને "અપાખ્તર" કહે છે. જે ઉરવાનોએ પુરી જરથોસ્તી જીંદગી ગુજારીને અશોઇ ખીલવી નથી, અને જેઓનો આ દુન્યાનો કેશાશ અધુરો રહેલો હોય છે, તેઓ અપાખ્તરની હાલતમાં રહે છે, અને ત્યાં પોતાનાં કેહપની આસપાસ રહેલી વરજાીના તબક્કાની સુક્ષ્મ કેરદારનાં વળાંને પીગલાવી પાછાં આ ગેતીમાં જન્મ પામે છે.

## ખરા જરથોશ્તી માટે પુનર્જન્મ છેજ નહિ.

ત્યારે ખરી રીતે જોતાં એક સાચ્ચા જરથોસ્તીનું રવાન મરણ પછી ચીનવત પસાર કરી પાહલુમ અહવાનમાં રહી ત્યાંથી દાદારે-ગેહાંનમાં જઇ "તને-પસીન" પામી (છેલ્લું સુક્ષ્મ આતશી શરીર ધારણ કરી) સીધ્ધું છ કેશ્વરોમાં (નીસ્તી-એ-અવ્વલમાં) જવું જોઇએ, જે માટેની મુરાદ આપણે દરેક ન્યાએશ તથા યસ્તોનાં ભણતરનાં સેવટનાં પાજંદ ભાગમાં માંગતાં ભણ્યે છીએ કે "**મન આનો આવાયદ શુદન; દાદારે ગેહાંન; દીને માજદયસ્ની દાદે જરથુશ્ત્રી**" એટલે કે મારે તો દાદારે-ગેહાંનમાંજ જવાનું છે, માજદયસ્ની દએનને કાયદે હું હસ્તીમાંથી નીસ્તીમાં આવ્યો છું, અને હવે જરથોશ્તી દએનના કાયદા મુજબ મારે જીંદગી ગુજારવાની છે, કે જેથી મારૂં રવાન "થ્વાષે ખદાત" નાં દોરમાંથી છુટી "જરવાને દરેઘો-ખદાત" ની ગતીમાં દાખલ થાય. આજના કેટ-લાક સુધારક સાહેબો જરા જરામાં કહેવા નીકલે છે કે ગાથા સીવાયનું બીજું બધું ભણતર તો પાછલા જમાનાના અભણ મોબેદોનું જોડેલું છે. આવું બોલનારાઓ પોતેજ પહેલા નંબરનાં ખરેખર અભણ કહેવાય, કારણ કે દીનની ફીલસુફીનાં જ્ઞાનથી પોતે નાવાકેફ હોવા છતાં, તેઓ તે આગલા મહાન દીન દસ્તુરો જેઓ દીની ઇલ્મ તેમજ અમલમાં પુરેપુરા વાકેફ હતા તેઓની આપેલી મોતેબર ચીજો ઉપર શક લઇ જવાની સર-કશી કરી રહ્યા છીએ.

આજ કારણસર જરથોસ્તીઓમાં અસલવારેથી માન્યતા ચાલતી આવેલી છે કે હમારા ધર્મમાં પુનર્જન્મ છેજ નહિ, જે એક રીતે જોતાં ખરી છે. કારણ ઉપર જોઇ ગયા તેમ જો તે જરથોસ્તી ખરેખરી અશોઇ ભરી "દરૂજ-પરહેઝ" ની જીંદગી ગુજારે તો તેનાં અનાસરો નુરની

હાલતે પુગે, તો પછી તેને આ ખાકી શરીરમાં પાછો જન્મ લેવાની જરૂર પડેજ શાની? તે તો લાંબી જીંદગીના એકજ ફેરામાં પોતાનું માગતું લેણું અદા કરી પાર પડી જાય. પણ આવી ઉંચ હાલત આજે આપણે પોતાને જરથોસ્તી કહેવડાવતા "**બસ્તેકુશ્તીયાંન દુરવંદો**" પામતા નથી, કારણ જીંદગી દરમ્યાન આપણે અનેક જાતની દરૂજીઓમાં રમ્યા કરતા હોવાથી, તેમજ ડગલે ને પગલે મર્ગ-અરજાંની (મોતને લાએકનાં; શારીરીક જન્મ એ રૂવાનનું આત્મીક મોત છે) ગુનાહો કરતા હોવાથી આપણે માટે તો "**તનાસક**"–"**સજા**"–"**દોજખ**" **ગેતી તરફ ખેંચાવાનું આકર્ષણ–પુનર્જન્મ છેજ છે.** તેથીજ આપણા ધર્મમાં સાથે સાથે એવું પણ કહેલું છે કે, ગુનેહગાર રૂવાનો માટે ચીનવત પુલ ટુંકો છરીની ધાર જેવો (એટલે કે અપાખ્તર સુધીજ પુગાડે, ત્યાંથી આગલ નહિ જવા દેતાં ગેતી ઉપર પાછાં ઉતારે તેવો) છે, જ્યારે સવાબકાર રૂવાનો માટે એ પુલ બહુ પહોળો (એટલે છેક દાદારે–ગેહાંન સુધી લંબાઇને "જઝા" તેમજ "દહ્મ" ના તબક્કાનાં રૂવાનોને કેશ્વરોમાં પુગાડી ત્યાંથી બી આગલ વધારે એવો) છે. ત્યારે છરીની ધાર જેવો અને પહોળો પુલ અલંકારીક રીતે "તનાસક" અને "તને–પસીન" ની રૂવાનની ઉતર–ચઢડ હાલતનો ભેદ ધરાવે છે.

એક જરથોસ્તીએ ત્યારે મરણ બાદ ચાહરમની બામદાદે ઓછામાં ઓછું "ગન્જેશ" કે જે ચીન્વતમાં દાખલ થવાનો દરવાજો છે–ગંજી-સીના શરૂઆતી વીસ્તારનો ઉંબર છે–ત્યાં તો જવુંજ જોઇએ. પણ જે કમનસીબ રૂવાનો પોતે જરથોસ્તી તરીકે જન્મ લેવા છતાં પોતાના ધર્મને ધીક્કારી બીજા પરધર્મોની માન્યતાઓ મુજબ જીંદગી ગુજારે છે, અથવા તો જે રૂવાનો ખુન–લુંટ–જાદુગરી–આપઘાત જેવા જબુન ગુનાહો કરે છે, તેઓ ચાહરમની બામદાદે પોતીકાં બાપીકાં મરકજ ચીનવત ઉપર જવાને બદલે તેનાંથી ઘણાં હેઠાણમાં આવેલા "અરવાહી" આલમના વીભાગમાં ભટકતાં રહે અને ઉતરતી જીન–પરીઓની શકિતઓ વચ્ચે સપડાઇ લાંબો કાળ સુધી હલાકી ભોગવે છે.

## જરથોશ્તીઓએ જીંદગીની દોરી લંબાવવી જોઇએ, નહિ કે આપઘાતના જબુન ગુનાહથી તોડવી જોઇએ.

અહુમાઇ રએશ્ચની બંદગીમાં આપણે રોજ લાંબામાં લાંબી જીંદ-ગીની ખાહેશ કરીએ છીએ, (**અહુમાઇ દરેઘાંમ દરેઘો–જીતીમ**) તેની મતલબ એજ છે, કે જો જીંદગી લાંબી થાય તો તેનો ભલી રીતે

અશોઇને માર્ગે ભોગવટો કરી બધો કેશાશ એકજ ફેરામાં ભરપાઇ કરી સુખદુખ જે કંઇ આવે તે ખુશીથી ખમીને ભવસાગરથી પાર તરીને પછી મરણ બાદ ચીનવત પસાર કરી જવાય. આગલ આપણે જોઇ ગયા કે જીંદગીને ચલાવનાર ઉંસ્તાન છે. ત્યારે આ ઉશ્તાનને ટકાવી રાખવાની આપણા વડવાઓ ઘણી કાળજી રાખતા હતા-અને જુઠું બોલવું નહિ, વગર કારણે જોરથી દોડવું નહિ, યા મોટેથી ગુસ્સે થઇ બોલવું નહિ, ઘોડેસ્વારી કરવા સીવાય જમીનનાં પેવંદથી અલગ થવું નહિ, ફરઝંદ પેદા કરવાની ઇચ્છા વગર મરદ ઓરતે કદીબી સંસારનો ભોગવટો કરવો નહિ, વીગેરે નજીવા લાગતા પણ ખરી સાયન્ટીફીક ખુબી ધરાવનારા શુભ રીવાજોનું ચીવટાઇથી પાલણ કરતા હતા. કારણ આ મના કીધેલી ચીજો જો કરવામાં આવે તો તે વખતે તે ઇનસાનના દમાદમ (શ્વાસો શ્વાસ) ઘણાં જોરથી ચાલવે ઉશ્તાન ઘણું ખપી જાય-અને ઉશ્તાન ખપવે જીંદગી ટુંકી થાય, અને જીંદગી ટુંકી થવે રવાન-બોખ્તગીનું કામ અધુરૂં રહેવે પાછો બીજો ફેરો ખાવો પડે. એમ તે દાનાવો પુર ગંભીરાઇથી ખરેખરી રીતે માનતા હોવાથી તે ચીજો કરવાથી સદા દુર રહી સદગુણી જીવન ગાળતા હતા. આજે ભર જુવાન વયે ક્રમોતે જીંદગીની જોત બુજાઇ જાય છે તેનાં મુળમાં ઇનસાનની કુદરતથી ઉલટી જીંદગી ભોગવવાની રીતીઓ છે, એમ કોણ ના પાડી શકશે?

પોતાની જીંદગીની દોરીને પોતાના હાથેજ કાપી નાંખવાનાં આપઘાતનાં બુરામાં બુરાં કામને જરથોસ્તી ધર્મમાં મોટામાં મોટો ગુનાહ ગણવામાં આવેલો છે, છતાં આજના જમાનામાં આપણે જોઇએ છીએ કે આપણાં જુવાન નર નારો જરા કંઇ શારીરીક-માનસીક-કે આર્થીક દુખ આવી પડયું તો તે ખુદા ઉપર વિશ્વાસ રાખી ધીરજથી ખમવાને બદલે સહનશીળતા ખોહી દઇ ઉછાછળા બની જરાજરામાં આપઘાત કરે છે. આપઘાત કરવે દુખમાંથી હમેશનું છુટી જવાતું હોય એમ જો કોઇ માનતું હોય તો તે એક મોટામાં મોટી ભયંકર ભુલ છે, કારણ જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમ શીખવે છે કે, જે કોઇ ઉરવાન પોતાનાં બગોબખ્તમાં મુકરર થવલા આ ગેતી ઉપરના દમો પુરા કર્યા વગર આપઘાત કરીને પોતાની હૈયાતી ખતમ કરે છે તે મરણ બાદ ગેતીની ઉપરની અરવાહી આલમમાં સેફલી શકિતઓના સમાગમમાં રહી પોતાના બાકી રહેલા દમો પુરા કરે છે, જેમ કરતાં તેને ગેતી ઉપર જેટલો ટાઇમ લાગતે તેનાથી દશ ગણું વધારે વખત સુધી તે તબક્કા ઉપર રહેવું પડે છે, જે દુખ આ ગેતી ઉપરનાં દુખો કરતાં બી વધુ ભયંકર છે. ક્રીયા-

એોની અસરથી પણ એક આપઘાત કીધેલાં રૂવાનને રાહત મલતી નથી એટલે તેની હાલત આ ખાકી દુન્યા કરતાં પણ વધારે બદતર અને ભયંકર છે, માટે અય જરથોશ્તી નરનારો! આ દુન્યામાં ગમે એવાં દુખો પડે તે સહનશીળતાથી ખમી લેજો-એ દુખો કાંઇ સદાનાં નથી, દુખની પાછલ સુખ કુદરતને અચુક કાયદે (જેમ રાત પછી દીવસ અચુક રીતે આવે છેજ તેમ) ચાલ્યુંજ આવશે, માટે દુખ વખતે મગજ ઉપર કાબુ અને દીન ઉપર શ્રદ્ધા રાખી, આપઘાત કરી અંધકારમાં સદાનો ભુસ્કો મારવાનાં ઝબુન પાપથી સદા બાઝ રહેજો! આપણે આપણી બાબદથી જો કે ઘણાં વેગળા ગયા છીએ, છતાં જે જે ચીજો જણાવવી જરૂરીજ છે તેને વચ્ચે લાવ્યા વગર છુટકોજ નથી. હવે આપણે પાછા આપણી બાબદ ઉપર જઇશું.

## દરેક ધર્મનાં રૂવાનોનાં મરણ પછીનાં જુદાં જુદાં ઠામો.

ચીનવતનાં વીસ્તારથી હેઠળ આવતાં જે અદઇરી-દખ્યુ અને તેની નીચેની ઝમરીર છે તે વીભાગને "અરવાહી-એ-આલા" કહે છે. જયાં ઉલવી જીન-પરીઓની વસ્તી છે. તેમજ બરજીસીથી ઉતરતી નીચલી બે જીરમોને લગતા ધર્મો (હીંદુ-ઇસ્લામ અને તેઓને લગતા બીજા પેટા-ધર્મો) નાં ગુજરેલાંઓ માટેના દર્જા (કોલ્લાઓ) તેઓની "ઇલ" નામની શકિતની પનાહ હેઠળ છે. એની નીચેથી શરૂ થતો વીસ્તાર જે પઇરી-દખ્યુ અને તેની નીચેની ઝમરીરનો છે તેને "અરવાહી-એ-અદના" કહે છે, જયાં સેફ્લી જીન-પરીઓની વસ્તી તેમજ છેલ્લી બે જીરમો (યાહુદી અને ક્રીસ્ચયન ધર્મો) ને લગતાં ગુજરેલાં રૂવાનોનું રહેઠાણ છે. અદઇરી અને પઇરી-દખ્યુઓમાં વસ્તાં બરજીસી સીવાયની બીજી ચાર નીચલી જીરમોનાં ગુજરેલાં રૂવાનો પોતાની "ઇલ" શકિતની પાસ્બાની હેઠળ લાંબો કાળ ત્યાં રહીને પછી જયારે તનાસક થવાનાં હોય છે, ત્યારે જેમ આ ગેતીની દુન્યામાં આપણે આજે જોઇએ છીએ કે એક છોકરો કે છોકરી સ્કુલ કે કોલેજમાં શીખી પછી પોતે જે શીખ્યાં તેની પરીક્ષા આપવા ચઢયાતી શાળા (યુનીવરસીટી) માં જાય છે, તેમજ તે નીચલી જીરમોનાં રવાનો પોતે બધું જે પોતાના ધર્મને લગતા વીસ્તારમાં રહીને "ઇલ" ની મારફતે શીખ્યાં તેની ગોયા પરીક્ષા આપવા છેલ્લે તેઓની ચીનવત ઉપર આવે છે, જયાં પછી પાસ થઇ ખેરદ બાંધી-અનુભવ મેલવી-પાછાં ગેતી ઉપર આવવા નીચે ઉતરે છે. **આવી રીતે ચીનવત એક ઘણીજ મુબારક બઓદીક ગતીની સુક્ષ્મ જગા**

છે, જ્યાં બરજીસી જીરમનાં જરથોસ્તી રૂવાનો શરૂઆતથીજ—અને બીજી જીરમનાં રૂવાનો લાંબા કાળે કુદરતનો ચુકાદો પોતા માટે શું છે તે જાણવા આવે છે. ત્યારે ચીનવત ઉપર એક હઝાર વરસથી બી વધુ આગળ પાછળની સાત પહેડીનાં સંબંધની મહાન મોટી કેહપ઼ની અનજુમન ભલી ખસલત રાખીને રહેલી હોય છે.

"અરવાહી—એ—અદના" ની નીચેનો સેવટનો સાતમો દખ્યુ તે અઇપી—દખ્યુ છે, જેના ઉંચા ભાગમાં તેમ તેની ઉપરની ઝમરીરમાં આપણી આ ગેતીની દુન્યા આવેલી છે, જયારે છેક હેઠાણમાં પાતાળની જગ્યા છે, જયાં વહેંત્યાંઓ જેવી અજાયબ પ્રકારની વસ્તીઓ વસી રહેલી છે. આવી રીતનો બહોળો વીસ્તાર નીસ્તીની રચનાનો છે, જેની આગલ આ ખાકી ગેતીની દુન્યાનો તો કંઇ હીસાબજ નથી. એક મોટા બહોળા દરીયાવ અને પાણીનાં નાનાં ટીપાં વચ્ચે જેમ સરખામણી હોઇ શકે નહિ, તેમજ નીસ્તી અને ગેતીનાં સંબંધમાં પણ છે.

## તમામ રૂહોનું ગેતીનાં બજારમાં સોદો કરવા સાથે ઉતરવું.

આપણે ઉપર વાંચી ગયા તે મુજબ ત્યારે મરણ બાદ દરેક ધર્મનાં રવાનોનું અણદીઠ આલમમાં જુદાં જુદાં મરકઝો ઉપર જવું થાય છે. આજે કેટલાક સાહેબો એમ કહેવાની હીંમત કરે છે કે "મરણ પછી તો બધાં રૂવાનો એકજ છે, પછી તેની લાસને દાટો—બાળો—યા દોખ્મે નાંખો યા તો તેની ક્રીયા કરાવો કે ના કરાવો, પણ તેથી કાંઈ તે રવાનની હાલતમાં ફેર પડતો નથી."

આવું કહેનારા સાહેબો ભુલી જાય છે કે આ ગેતી તો એક બાઝાર છે, જ્યાં દરેક ધર્મનાં જુદાં જુદાં રવાનો સામટાં સોદો કરવા ઉતરે છે. આપણે દુન્યામાં જોઇએ છીએ કે બજારની અંદર સોદો કરવા તો બધાંજ જાય છે—પણ તે સોદો કંઇ ત્યાંજ તેઓ ખાવા નથી બેસી જતાં! તેમજ તે સોદો ખરીદીને બીજાનાં ઘેરમાં ઘુસી નથી જતાં—પણ સોદો ખરીદયા પછીથી સઉ પોત પોતાને મુકામે—ઘેરે જઇ ત્યાં તે લોકનાં સગાંઓ જેઓ તેનાં આવવાની રાહ જોઇ રહ્યાં હોય છે તેઓની સાથે તે શખ્સ પછી પોતે બજારમાંથી ખરીદેલો સોદો પકાવીને ખાય છે. એજ કાયદે મરણ બાદ દરેક જીરમનાં રૂવાનોએ અણદીઠ આલમમાં મુકરર થએલાં પોતાનાં ધર્મને લગતાં મથકે જવાનું છે, જ્યાં પુગાડે એવી તરતીબની દરેક ધર્મની મરણ ક્રીયાઓ જુદી જુદી રીતની તેના સ્થાપકોએ ખાસ રચી આપેલી છે. આ બધા ભેદોનાં જ્ઞાન વગર તો

કાલે ઉઠીને કોઇ ઇંગ્રેજી આચાર વીચારોમાં અઠાયલો કહેવાતો પારસી એમબી ફીલસુફી લાવશે કે, "ફરંગાઓમાં લાસને લઇ જતી વખતે બેંડ વગાડે છે તે રીવાજ ઘણો ઉત્તમ છે—કારણ એ બેંડના સુંદર સરોદોથી મરણ પામેલાંનાં જીવતાં ખેશીઓનાં દુખી જીગરને ઘણીજ રાહત મલે છે. માટે પારસીઓએબી પાયદસ્ત કાઢતી વખતે લાંબું લચ ગાહે-સારણું કરવાને બદલે 'ખોદાયજી' નું પારસી બેંડ બોલાવી તેની પાસે 'ઝોરાસ્ત્રીયન-માર્ચ' વગડાવવું જોઇએ!"

આવા વાહીયાત ફતવાઓ ફેલાવનારા શખ્સો જ્યારે જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમનાં જ્ઞાનથી સમજતા થશે કે, ફરંગીનાં રવાનને તો મરણ પછી ગેતીની ઉપરના ભાગ પઇરી-દખ્યુમાં જવાનું છે, માટે તે વીભાગની "દલ" નામની રૂવાનની રાહબર શકિતને મદદ માટે ખેંચવા બેંડના સરોદો કારગત લાગે એ વાજબી છે. પણ જરથોસ્તીનાં રવાનને તો સરોશની પનાહ પામી છેક ચીનવત પુલ ઉપર જવાનું છે, જે કામમાં બેંડના સરોદોની નહિ, પણ અહુનવદ ગાથાનાં કામેલ શકિત ધરાવનારા ફ્રષુષો-માંથ્રનાં ભણતર ગાહેસારણાં વીગેરેની ખાસ જરૂર છે—ત્યારે તેઓ ખચ્ચીતજ પોતાના આગલા દીનથી ઉલટા વીચારો માટે શરમીન્દા બની પશ્ચાતાપ કરશે.

## કેહર્પને કાબુમાં રાખનાર "અઝદ" નો કીલ્લો: એ કીલ્લાની મજબુતાઇનો આધાર ઇનસાનની ભલી અઇપી પર.

આપણે ઉપર વાંચી આવ્યા કે કેહર્પ તો નીસ્તી-એ-અવ્વલ લગી પંથરાય તેવું છે, પણ કુદરતે તેને અમુક સબબથી શરીરમાં સંકોચાવેલું છે, છતાંબી તેનું દબાણ છે, જેને કાબુમાં રાખવા કેહર્પ શરીરની આસપાસ અઝદનો કીલ્લો મુકયો છે, જે કીલ્લાની મજબુતીનો આધાર ઇનસાનની ભલી અઇપી (Personal magnetism) ઉપર છે. ઇનસાન જો પોતાની રહેણી કરણીને સ્વચ્છ રાખી-કુદરતને અનુસરતી પવિત્ર જીંદગી ગુજારી-સદા સાચ્ચા સખુનો બોલે-તરીકતોનું પાલણ કરે-અને માંથ્રવાણીનો ચાલુ અમલ રાખે, તો તેની અઇપીમાં ખોરેહ ઉતરીને અઝદના કીલ્લાને મજબુત બનાવી-કેહર્પનું દબાણ સરળ રીતે ઝીલવામાં તેને મદદ કરે. આથી જીંદગીની દોરી લંબાય અને તે ઇનસાન પોતાનો ભોગવટો કરી રવાન-બોખ્તગીના ભલા રાદી ઉદયોગમાં મચ્યો રહે.

ત્યારે આવી રીતે જીવતી જીંદગીનો મુખ્ય આધાર અઝદના કીલ્લાની

મજબુતી ઉપર છે, કારણ શરીર રચનાનાં બ્યાનમાં આપણે ઉપર જોઇ ગયા તે મુજબ અઝદમાં થતાં શરીરની બે જાતની ગરમીઓનાં વર્તુલમાં જયારે ઉશ્તાનનું જોડાણ થાય છે ત્યારેજ તેમાંથી જાનની શકિત પેદા થાય છે, અને શરીરનાં આઠે આઠ ભાગો એકમેકમાં વણાઇને (ફ્રવષી અતલફ્ર રહે છે) અખંડ રૂપે કાર્ય કરી રહે છે.

ચોક્કસ વખતે આપણી અઇપીમાં દરૂજની ગતી વધી જવે, તે અઇપી અઝદના કીલ્લાને ટેકો આપવાને બદલે તેની ઉપર ભાર સમાન સમાન થઇ પડે છે, જેથી પછી પેલાં કેહર્પનાં દબાણથી અઝદ તુટવા માંડે છે અને માંદગી લાગુ પડે છે. સાધારણ માંદગી વખતે આ અઝદનું તુટવું એવી રીતનું હોય છે કે જેમ આપણે તેલ યા પાણીમાં છરીનો ઘા કરીએ તો તે ઘા પાછો મલી જાય છે, તેમજ આ અઝદની ફ્રાટ પાછી સંધાઇ જાય છે. પણ મોત લાવનારી મોટી માંદગી વખતે આ અઝદના કીલ્લામાં એવાં તો મોટાં ગાબડાં પડે છે, કે જે પાછાં સંધાતા નહિ હોવાથી તેમાંથી મોતનો પ્રસંગ ઉભો થાય છે. હવે આપણે મરણ વખતે શરીરમાં ચાલતી અણદીઠ ક્રીયાઓનો કંઇક ખ્યાલ લઇશું, અને ત્યાર બાદ એ બધાંને ચાર દીવસની જરથોસ્તી ક્રીયાઓ સાથે શું સંબંધ છે તે તપાસીશું.

## મરણ વખતે શરીરમાં ચાલતી અણદીઠ ક્રીયાઓ.

જે દીવસે એક રવાન આ ગેતીની દુન્યાથી રહેલત પામવાનું હોય, તેજ દીવસની હાવનની મહેરમાં (એટલે કે ખુરશેદ યઝદનાં ઉગવાની ૩૬ મીનીટ આગમજ) તેનાં અઝદનાં કીલ્લામાં નાની યા મોટી ફ્રાટ પડી તેમાંથી કેહર્પ ખાકી શરીર મારફ્રતે, જો ગુજરનાર શખ્સ મરદ હોય તો તેનાં જમણા પગના અંગોઠામાંથી, અને ઓરત હોય તો તેનાં ડાબા પગનાં અંગોઠામાંથી, બહાર નીકલવા માંડે છે, જે ક્રીયા તે શખ્સની તે દીવસે આખર થનારી જીંદગીની "પળ" ના છેડા સુધી ઇનસારી કુદરતની હીસાબી ગણત્રીને આધારે લંબાય છે. આજ સબબથી આખા દીવસમાં જુદે જુદે વખતે ગુજરનારાં શખ્સોનું ચાહરમ તો ચોથા દીવસની બામદાદે એકજ ટાઇમે કરવામાં આવે છે.

અઝદમાં જાનના દોરને ચલાવી રહેલું ઉશ્તાન જયારે ત્યાંથી દુર ખસે છે કે તુરત જાન ચાલતો અટકાવે, હાર્ટ-ફેફસાં-વીગેરે, ગએથાઓ કામ કરતા બંધ પડે છે, અને અઝદનો કીલ્લો ભાંગી જઇને બીસ્માર હાલતે મુરદાર તનના ગએથાઓમાં ચુસાઇ જાય છે. અનાસરોની ગવની

ગતી પેલાં બહાર પડતાં કેહપ઼ર્માં નાસવા માંગે છે, પણ તે મુરદાર તનમાં સપડાય છે. કેહપ઼ર્નાં નીકળવાનાં પ્રમાણ મુજબ ઉશ્તાન, ખાકી શરીરનાં જે દશ દરવાજા છે (બેઉ આંખ-નાકનાં બે ફીકરાં-બેઉ કાન-મોઢું-ડુંટી-ગુહ્ય અંગ અને સફરો), તેમાંના કોઈબી એક રસ્તે બહાર પડે છે, જેની પછવાડે પછી મરતબા પ્રમાણે તેવીષીનું નીકળવું થાય છે. આ તેવીષી નીકળવાનો વખત કે જેને "હાંફો ચાલવો" કરીને કહે છે, તે વખતે તે રવાન પોતાની ચાલુ જીંદગી દરમ્યાન તેમજ આગલી એક બે જીંદગી દરમ્યાન કીધેલાં ભલાં બુરાં કામોનું અવલોકન સીનેમાની માફક અનુભવે છે, યાને તેની મનની કલ્પનામાંથી એ બધા બનાવો એક પછી એક ઝડપી રૂપે પસાર થઇ જાય છે, જેમાંથી તે અનુભવરૂપે ભલું બુરૂં પીછાણી લઇ તેનો સાચ્ચો અનુભવ આ થોડીક મીનીટો દરમ્યાન લઇ લે છે, જે અનુભવ રવાનની ભવિષ્યની "આસ્ને-ખેરદ" યાને જાતી અક્કલ બાંધવામાં બહુ કામ લાગે છે. અત્રે નોંધવું અગત્યનું છે કે રવાન આ જે સેઝદો જોય છે તે કાંઇ તેની ભલી બુરી કેરદારને નથી--કારણ કેરદારનું જોવું તો ચીનવત ઉપરજ થાય. આ તો રવાન શરીરથી છુટું પડતી વખતે તેનાં મને આખી જીંદગી દરમ્યાન શું શું કીધું તેનો ફકત મીથ્રરૂપી ખ્યાલ જોઇ રહે છે.

## મરતી વખતની ઇચ્છા-વાસ્નાથી બંધાતું શબના મીથ્રનું કોટલું

આ સેઝદો પુરો થવે કુદરતના નીર્માણ થયલા બરોબર વખતે ખુદ રવાન પોતે માથાંના તાલકવાળા ભાગમાંથી કેહપ઼ર્માં જવા બહાર પડે છે, જે વખતે તે રૂવાને આખી જીંદગી દરમ્યાન જે જાતનાં વીચાર-વચન-અને કાર્યો કીધાં હોય તેને લગતું અઇપી (Personal magnetism) નું સ્થુળ યા સુક્ષ્મ પ્રકારનુ વળું ખાકી શરીરથી છુટું થઇ કેહપ઼ર્ શરીરની આસપાસ ફરી વળે છે. આ બનાવ બનતાંની સાથેજ તે ઉર-વાનની મરતી વખતની જેબી કંઇ ઇચ્છા વાસ્ના—કે જે ઘણીજ જોરાવર હોય તે ઇચ્છા વાસ્નાનું એક પીંજર યાને જડ કોટલું બંધાઇને આખાં શરીરને (લાસને) બહાર નીકલતાં કેહપ઼ર્ અને તેની આસપાસ રહેલી અઇપી સહીત ઘેરી લે છે. આ કોટલાંને ઇલ્મયતમાં "શબનાં મીથ્ર" (Thought-shell) તરીકે ઓલખે છે. આ શબના મીથ્રનું કોટલું (પીંજર) તુટવું જોઇએ, તોજ રવાન ચાહરમની બામદાદે ચીનવત તરફ ઉડી શકે; નહિ તો કે એ તુટયાં વગરનાં કોટલાંથી તે રવાન અરવાહી આલમમાં અહેરેમનને હાથ સપડાઇ ભુત-પીશાચ થાય. આ

કોટલાને તોડવા માટેજ ગાહેસારણુંની ખાસ ક્રીયા આપેલી છે, જેની વીગત આપણે ક્રીયાઓના બાબમાં આગળ ચાલતાં જોઇશું.

મરણ વખતે શરીરથી છુટું થઇને કેહર્પ–તેવીષી–ઉશ્તાન–ઉરવાન વીગેરે જે બધું બહાર પડયું છે, તે પાછું બધું એકમેકમાં વણાઇને તેનો અણદીઠ રીતનો એક બીંજો અખંડ ભાગ ઉભો થવો જોઇએ, જેને રવાનનું "કેહર્પ–સ્વાર" થવું એમ કહે છે. પણ આપણે અત્યાર સુધી જે બયાન જોયું છે તે મુજબ રવાન હજુર "કેહર્પ–સ્વાર" થયું નથી યાને કે શરીરનો બીજો અણદીઠ ભાગ હજુર અખંડ હાલતમાં ઉભો થયો નથી. કેહર્પ–તેવીષી–ઉશ્તાન–ઉરવાંન વીગેરે છુટું છે, તેઓને એક થતાં અટકાવનાર "દરૂજે–નસુ" નો ભયાનક હુમલો છે, એનું જોર સચકારની ક્રીયાથી ઓછું થશે ત્યારેજ રવાન કેહર્પ–સ્વાર થઇ શકશે. માટે આપણે હવે "દરૂજે–નસુ" તે શું, તે કેમ ઉભો થયો અને શું ખરાબી કરી રહ્યો છે તે જોવાની કોશેશ કરીશું.

## દરૂજે–નસુની ઉત્પત્તી અને તેથી થતી ખરાબી.

અનાસરનું બંધારણ ગવ અને વોહુનની વણાટનું બનેલું છે. મરણ વખતે ગવની ગતી છુટી પડી જતી હોવાથી વોહુન પોતાની અસલ્યાત જે દએવીક ગતીની છે તે ઉપર જઇને અહીરીમન સાથે જુક્તી કરીને દરૂજે–નસુનો ગર્ભ ઉભો કરે છે, જે વોહુનની ખોટી ગરમી "હરારતે–ગેરેબીયા" થી પોખાઇને ચોમેર હલ્લો કરે છે, અને પોતાના અસલ વાલી અઝદ અને તેની પરોપકારી ગતી ગવની ઉપર હુમલો કરી તેઓનો નાશ કરવા તેમજ આસપાસની હવા અને ત્યાંની વસ્તીને ઝેરી બનાવવા મથી રહે છે, અને પોતાનાં એક વખતનાં માલેકો "રૂવાન–અઓદ" જેઓ દશમા ચખ્રમાં છે તેઓને પકડવા ધસી રહે છે.

## મરણ વખતે કેહર્પનાં ચખ્રોમાં થતા અજાયબ ફેરફારો.

મરણ વખતે એક બાજુએ જયારે દરૂજે–નસુના ઉભા થવાનો બનાવ બને છે, ત્યારે બીજી બાજુએ કેહર્પનાં ચખ્રોમાં ફેરફાર થવાનો બનાવ બની રહે છે. જીવતી જીંદગી દરમ્યાન રૂવાનનું રહેઠાણ દશમા અંતકરણનાં ચખ્રમાં હોય છે, જેના ઉપર અહીરીમનનો તેરમા ચખ્રનો હલ્લો કદી ફાવી શકતો નથી, કારણકે બારમા ચખ્ર આગલ સ્પેનામીનની ભલી કુદરત જીવતી જીંદગી દરમ્યાન કાર્ય કરતી હોવાથી તે અહીરીમનને રૂવાનને આઝાબ પુગાડતાં અટકાવે છે, પણ મરણ વખતે કે જયારે

રવાનામીનની કુદરત શરીરમાં કાર્ય કરતી બંધ પડી છે, ત્યારે અહીરીમન પોતાના સાથી દરૂજે-નસુનાં જોરથી બળવાન બની દશમા ચખ્ર તરફ રૂવાનને કેદ પકડવા દોડે છે. આ વખતે સરોશ તે દશમા ચખ્રને (કે જેની અંદર જીવતી જીંદગી દરમ્યાન રૂવાન-બઓદ સાથે રહેતાં હતાં તેને) માથાં આગલનાં પહેલાં ચાર ચખ્રો, કે જે "પન્જ-ઇ-ઝરવીકશે-બાતેની" ને લગતાં છે તેમાં ખેંચી લે છે, અને વોહુનનો ભાર ખમી રહેલાં કેહર્પનાં બીજાં ૧૩ થી ૧૬ સુધીનાં નીચલાં ચાર ચખ્રોને છુટાં કરે છે.

## દરૂજે-નસુ અને ઇનસાનના આતશ વચ્ચે થતું યુદ્ધ.

હવે દરૂજે-નસુ રૂવાન અને બઓદને કેદ કરવા દશમા ચખ્ર ઉપર હુમલો લઇ જાય છે, પણ ત્યાં તેને એક કશ દોરાયલો દેખાય છે, જે જીવતી જીંદગી દરમ્યાન ઇનસાનનાં શરીરમાં કાર્ય કરતા આતશ "આતશે-વોહુફ્રીયાંન," અઝદનાં સુક્ષ્મ આગી અનાસરના શરીરમાં રહેલા છ ફ્રાદો (યાને પાણીમાં કાર્ય કરતી છ વીજળીક શકિતઓ), અને "હરારતે-ગેરેઝીયા" ની ખરી સજીવન શકિત આપનારી ગરમી, આ ત્રણેની મદદથી બની રહેલો છે. અહીં દરૂજે-નસુ અને પેલા 'કશ' વચ્ચે એક જાતનું યુદ્ધ ચાલે છે. દરૂજે-નસુ પેલા આતશને બુજાવવા માંગે છે, કે જેથી તે રૂવાન-બઓદને પકડવા આગલ વધી શકે, પણ તે આતશ મરતો મરતોબી લડીને પોતાનો જાતી ભોગ આપી, ભલી ચીજોને બચાવવા ખાતર દરૂજને મારવાનો પરમાર્થ કરી રહે છે. આ વખતે કેહર્પનાં ચાર ચખ્રો ("હુરએરેઝ"-ઉંચામાં ઉંચી ટોચ) નો દરવાજો સરોશે બંધ રાખેલો છે, કારણ કે દરૂજે-નસુનો હલ્લો કદાચ ત્યાંબી થાય એવી ધાસ્તી છે, (જો કે તે કુદરતમાં બનવા જોગ નથી). આથી તે રવાન જે ખાકી શરીરનાં માથાંની ખોપરીને રસ્તે બહાર નીકળતી વખતે કેહર્પનાં ઘોડા ઉપરથી નીચે પડયું હતું, તે હવે કયાં જવું તેના ગભરાટમાં પડે છે, પણ તુરતજ તેનો સાથી બઓદ તેને "**કાંમ નેમોઇ ઝાંમ-કુથ્રા નેમોઇ અયેની**" નાં ગાથીક કલામો ભણવાની યાદ આપી, તેનાં જીવતાં સગાંઓ તેને માટે જરથોસ્તી દએનની પાવીકતની ક્રીયાઓ કરાવી તેનાં કાર્યમાં જુફ્તને કાયદે મદદકર્તા થાય એવી દુવા ગુજારવા કહે છે. રૂવાન આ કલામ ભણતું ભણતું પેલા દરૂજે-નસુ અને આતશે-વોહુફ્રીયાંનના કશ વચ્ચે ચાલતું યુદ્ધ જોઇ રહી તેમાં આતશનો બચાવ કરવા તલપી રહે છે.

પેગામ્બર સાહેબની આપેલી બુલંદ સચકારની કીયાથી આ બુજાના આતશે વોહુફ્રીયાંનના કશને જોર મલે છે, અને અહીરીમનની દરૂજે-નસુની કાળી બાજુની ગતી જે રૂવાનને પકડવા ધસવા માંગે છે તે નબળી પડીને મુરદાર તનના પેલા કશમાં કેદ પડે છે. આવી રીતે સચકારની કીયાથી દરૂજે-નસુ હલાક થવે સરોશ હવે "હુરબેરેઝ" નો કીલ્લો ખોલી તેમાં પેલાં રૂવાન અને બઓદને દાખલ કરી દે છે, જ્યાં તે પોતાનાં ફરોહર-ખોદા અને પન્જે-ઝરથોશી-બાતેનીની અહુ-પરસ્તી કરનારી સરોશેમની ગતીને મળીને પોતીકી ઉપર પડેલી "બંદ-દરોશ" ની બેડીને કંઇક દરજજે ઉંચકી "અનુશેહી"=બહેસ્ત તરફ આકર્ષાવાની હાલત પ્રાપ્ત કરી, હવે તે પેલાં મુરદાર તનમાં કેદ પડેલી ભલી પરોપકારી ગતીઓ નામે અઝદ, ગવ, કેહર્પનાં ૧૩ થી ૧૬ સુધીનાં ચાર ચખ્રોના ભાગો અને તેઓને લગતાં ઉસ્તાન-તેવીષીને તે નાશ પામતાં શરીરની કેદમાંથી છોડવી ચોથે દીવસે ચહારમની બામદાદે અનાસરોનાં પાસબાન દહમ યઝદને હવાલે કરવાનાં પોતાનાં "મીશન" ઉપર મંડી જાય છે.

## શરીરના નવ ભાગોનું મરણ પછી બે મુખ્ય વીભાગોમાં વહેંચાવું.

આવી રીતે ઉપર જોઇ આવ્યા તેમ જીવતી હાલતમાં શરીરના નવ ભાગો જે અખંડરૂપે એકમેકમાં મલીને રહેલા હતા તેના મુખ્ય બે વીભાગો મરણ વખતે થાય છે: પહેલો જડ તનનો દેખીત વિભાગ થવામાં જરાબી અલવલ આવતી નથી, કે જેને મુરદાર લાશ તરીકે આપણે જોઇએ છીએ, જેમાં ઉપર કહી ગયા તે મુજબ અઝદ-ગવ-કેહર્પના તેરમાથી સોળમા ચખ્રો વીગેરે ભલી પરોપકારી ગતીઓ સપડાયલી છે. બીજો વીભાગ જે અખંડ રૂપનો થવો જોઇએ તે અણદીઠ હોય છે, જેમાં કેહર્પનો ૧ થી ૧૨ ચખ્રોનો ભાગ છે, જેની અંદર તેવીષી અને ઉસ્તાન છે-તેમજ ૧ થી ૪ ચખ્રોનાં હુરબેરેઝનાં કીલ્લામાં રૂવાન-બઓદાંગ-ફરોહર-ખુદા વીગેરે છે. આ કેહર્પવાળા ભાગની આસપાસ તે શખ્સની આ જીંદગી દરમ્યાન કીધેલી કારદાનીઓનું વળું (નામે "અઇપી") ફરી વળેલું છે, અને શરીરનાં આ બંને-દેખીત (લાશ) તેમજ અણદીઠ (કેહર્પ) ભાગોને ઘેરીને શબનાં ગીથનું કોટલું રહેલું છે, જે તે શખ્સનાં મરતી વખતના વીચારોથી બંધાય છે.

મરણ વખતે શરીરમાં ચાલતી અણદીઠ કીયાઓનો જરથોશ્તી

ઇલ્મે-ક્શ્નૂમનાં જ્ઞાનનાં મધ્યબીંદુથી આવો કંઇક ઉડતો ચીતાર છે. આવા બધા ગુજરતી વખતે થતા અનેક જાતના મામલા માટે કુદરતની **યસ્ન** છે, જેને મદદ કરવા કુદરતનાં બેપણાંને કાયદે (જુફ્તને કાયદે) પેગામ્બર સાહેબે એ બધી કુદરતની યસ્નોને પોતાંની રૂહાની ચશ્મથી જોઇને તેની બરોબર સમાંતરની **પહેલા ચાર દીવસની જરથોશ્તી ક્રીયાઓ "હુદ્દ માંથ્ર યસ્ન"** નાં નસ્કોમાં જણાવેલી છે, જેની મોતેબરી અને સંબંધ હવે આપણે એક પછી એક તે ક્રીયાઓ લઇને જોવાની કોશેશ કરીશું.

## ગુજર પામતા શખ્સ નજદીક ભણવુ ઘટતું પતેત ભણતર-એ બુલંદ ભણતરની મોતેબરીનો કંઇક ખ્યાલ.

જયારે એક જરથોશ્તી મોતને બીછાણે સુતો હોય અને તેની આખેરી નજદીક આવેલી લાગે, ત્યારે તેની આગલ રોગની (યાને ગાયનાં ઘીનો નહિ તો કોપરેલ તેલનો) ચેરાગ, તથા આતશ રોશન કરી ઉપર સુખડ લોબાંન બાળવું અને કુશ્તી પાદયાબ કરી તેના ખેશીઓએ પતેતનું ભણુતર ભણુવું, એવો રીવાજ આપણામાં અસલવારેથી ચાલતો આવેલો છે. આજના કોઇક સુધારક સાહેબોનાં નાકમાં પતેતને નામની ગંધ ભરાયલી છે, તેઓ પતેતમાં માનતા નથી અને તેને હંબગ ગણે છે. બચ્ચાંને નવજોત વખતે પતેત ભણાવે તેનીબી એ લોકો વીરૂદ્ધ છે. તેઓ કહે છે કે, "તે બાળક બીચારૂં નીર્દોષ કે જે અમુક ગુનાહોની વ્યાખ્યા વગીક જાણતું નથી, તો પછી તેવા ગુનાહોની તે તોજેશ શા માટે કરે?"

સાધારણ રીતે જોતાં આ સાહેબોનું કહેવું વાજબી લાગે છે પણ ઉંડાણથી જોતાં એમનો પતેત સામેનો વીરોધ ટકી શકે એમ નથી, કારણકે જેને આપણે નીર્દોષ બાળક તરીકે ઓળખીએ છીએ, તેનાં શરીરમાં રહેલું રવાન કાંઇ આ પહેલ વહેલી વારજ પોતાનો ફેરો શરૂ કરતું નથી. આગલા ભવો દરમ્યાન ઉતરતી જીરમો (ધર્મો) માંથી પસાર થતી વખતે બનવા જોગ છે કે તેને એ પતેતમાં જણાવેલા સઘળા નહિ તો થોડાગી ગુનાહો કીધા હોય, જેનો પાસ (છાપ) તેને આ જીંદગી દરમ્યાન જો કંઇ થોડો ઘણો લાગેલો હોય તો તે પતેત કરીને દુર કરવાનો છે. આગલા ભવોના સિદ્ધાંત માટે આજે અવસ્તા પહેલવી શાહદત મોજુદ છે, (જુઓ ગાથા ૪૬; ૧૦-૧૧, તથા ગાથા સ્પેન્તોમદ તેમજ ધુપસારણાંનો છેલ્લો ફકરો,) પણ જીરમોમાંથી પસાર થવાના સિદ્ધાંત માટે ખુલ્લી અવસ્તાની સાહદત નહી હોવાગી એક બારગી જો

સુધારકો એ ચીજો માનવા ના પાડે, તો તેઓને પતેતની ખુબી આપણે બીજી રીતે સમજાવીશું.

કબુલ કીધું કે એક બાળકે કોઇબી ગુનાહ કીધોજ નથી, તે જન્મથી તદનજ નીર્દોષ છે, છતાંબી તે જો નવજોતની મહાન ક્રીયા વખતે કે જયારે તે જરથોશ્તી દએનના મહાભારત મહેલમાં દાખલ થાય છે ત્યારે પતેત ભણીને પોતે જાણે અને જોય કે મારે આ જાતના ગુનાહો અને બુરાઇઓની સામે જીંદગી દરમ્યાન લડીને તેનાથી બાઝ રહેવાનું છે અને કદીબી મારે એમાં લપટાવાનું નથી, કારણકે હું હવે એક સાચ્ચા જરથોશ્તી દાખલ દાદાર અહુરમઝદના સેપાહસાલાર તરીકે બદીની સામે હરદમ લડવાનો આજે કોલ આપી ચુકયો છું, આવી મુરાદથી તે જો નવજોત વખતે પતેત ભણે યાને કે જરથોશ્તી દએન મુજબ સવાબનાં કામો કોણને કહે અને ગુનાહનાં કામો કયાં કયાં છે એમ જાણવા જો તે ઇતેજાર બને, તો સાદી સમજ ધરાવતો એક સુધારક વટીક તેની સામે પોતાનો વાંધો ઉઠાવી શકે નહિ. પતેતનો ખરો અર્થ આજે કોઇ સમજતું નથી. **પતેતમાં કાંઇ ગુનાહોની માફીનો ખ્યાલજ નથી.** જરથોશ્તી ધર્મમાં ગુનાહોના માફી જેવું કાંઇ છેજ નહી, પણ પતેત એટલે કે પાપનો પરતાવો કરી પાછા હઠવું અને પાપ જે થઇ ગયું તેની જે શીક્ષા આવે તે ખુશીથી ખમી લઇ તેમાંથી કંઇક ભલું શીખવું. આપણે હોવીયતને લગતાં અધુરાં રવાનો હોવાથી આપણાથી ગુનાહો તો દર પળેપળ થવાનાંજ. પણ તેમાંથી છુટવાનો રસ્તો એજ છે કે ગુનાહ થયા પછી અંતકરણમાં જે ડંખ થાય તેને મગજમાં ભાન તરીકે લાવી, પછી તેને જબાંનની સચ્ચાઇથી કબુલી દેવું, અને તેની જે શીક્ષા આવે તે ખુશીથી ખમી પાછું એવું કુદરતના કાયદાથી ઉલટું કામ નહિ થવા પામે તેની સંભાળ–ચોંપ રાખી રોશન ઉદયોગમાં મચ્યા રહેવું. આને **"મહેર–પતેત અને હુતોખ્શી"** કહેલી છે, જેના વગર આપણાં ગુનાહોથી છુટકોજ નથી. આવી રીતે ખુદ જન્મ આગમજ–તેમજ જન્મ વખતે–જીંદગી દરમ્યાન–અને મરણ પછી, રવાન પોતે પતેતનાજ મીથ્રમાં રહેતું હોવાથી, આપણા છેલ્લા રાહનીદાર તેમજ દીન–આરાસ્તાર દસ્તુરાંન દસ્તુર આદરબાદ મારેસ્પંદ સાહેબે પતેતનાં એ અસલ મીથ્ર (વીચારો) ને પાજંદ ભાષામાં વણી લઇને ભણતર તરીકે ખાસ રચી આપ્યા છે, તેથીજ નવજોત વખતે–જીંદગી દરમ્યાન–મરણ વખતે–તેમજ મરણ બાદ પણ ચાલુ પતેત કરવા–કરાવવાનું ફરમાન આપણામાં અસલથીજ ચાલ્યું આવેલું છે. આવાં એક બુલંદ ભણતર

સામે ચોકસ બાજુએથી આજે જે ગમે તે બકવાદ થઇ રહ્યો છે, જે એવું બોલનારાઓની જરથોસ્તી ધર્મની બાતેન ફીલસુફી બાબેની અજ્ઞાનતા બતાવે છે.

ત્યારે મરણની ઘડી વખતે મરનાર શખ્સ શુદ્ધીમાં હોય તો પોતે પતેત ભણે યાતો તેનાં ખેશીઓ રડી કલ્પાંત કરીને ત્યાંનું વાતાવરણ અશાંત બનાવવાને બદલે પતેત ભણે, તો તે વખતે મરનાર પોતે જીંદગી દરમ્યાન તેનાં મને કીધેલાં કામોનો જે મીથરૂપી ખ્યાલ લઇ રહ્યો છે, અને તેથી તેને જે ગભરાટ થાય છે તે ગભરાટ નરમ પડે અને પોતાની ભલી દીનની ઉપર ઓસ્તવાર રહીને–તે સાહેબની મરજીને તાબે થઇને મરવા તૈયાર બને. આવી રીતે પતેતનાં ભણુતરની ખુબીથી મરનારના છેલ્લા વીચાર રોશન ગતીના થઇને–દુન્યવી વળગણથી નીરાળા થવે–શબના મીથનું કોટલું જે તેમાંથી ઉભું થાય છે તે ઘણું જબુન ગતીનું નથી હોતું.

## ગુજરેલાંની નૈયતે પતેતનું ભણુતર અમુક દીવસો ઉપર નહિ ભણવાનું કારણ.

ગુજરેલાંની નૈયતે આ પતેતનું ભણુતર કયારે ભણાય અને કયારે નહિ તે માટેની કંઇક વીગત અત્રે જાણી લીધેલી ઠીક થઇ પડશે. હાલમાં મોબેદો એક શખ્સનું મરણ થયા પછી પહેલા ત્રણ દીવસ દર ગેહે ગેહ પતેત ભણે છે, પણ જરથોસ્તી ઇલ્મે–ક્ષ્નૂમનાં શીક્ષણ મુજબ આ પહેલા ત્રણ દીવસો સુધી પતેતનું ભણુતર થવું નહિ જોઇએ, અને તેનું કારણ એ છે જે આ વખતે રવાન નીમ–હોશમાં હોવાથી તેનું ભાન પતેતને લગતા મીથમાં નથી, પણ આ દુન્યાદારીનાં ખેંચાણમાં છે, જેથી પતેતનાં ભણુતરની ખરી ખુબી અને અસર તે મેલવી શકતું નથી. આજ પ્રમાણે બર–વકતના ફસલી ફરવરદેગાંનના પહેલા દશ દીવસો (આસ્તાદથી અનેરાંન રોજ સુધી અને ગાથાના પાંચ દીવસો) દરમ્યાન પણ ગુજરેલાં રૂવાનની નૈયતે પતેત ભણવી નહિ એવું ફરમાન છે, કારણ કે તે વખતે તમામ ગુજરેલાં રવાનો પોતાની કેરદાર જોઇને પસ્તાવો કરી, તેને પીગળાવવાનાં કાર્યમાંથી મુકિત પામી, "**અષાઉનાંમ ફ્રવષી**" ની તુફેલમાં અહીં ગેતી સુધી પધારી યઝદો–અમશાસ્પંદોની ખુશાલીમાં લીન થાય છે, તેથી એ દીવસોમાં પણ તેઓને માટે પતેત ભણવાની જરૂરીયાત નથી. ઉપર જણાવેલા આ બે મોકકા સીવાય ચાલુ વરસો સુધી જો ગુજરેલાં રૂવાનની નૈયતે પતેત તેમજ સરોશ યશ્ત રાતની વડી ભણવામાં આવે તો તે બહુજ ઉત્તમ છે, કારણ એ બન્ને બુલંદ ભણુતરોની મીથ તેમજ

સ્તોતની ગતીથી, આજના જમાનાનાં દરૂજી અને ગુનાહોમાં ચાલુ લપટાયલાં રવાનોને, તેઓની કેરદાર પીગળાવી તેઓ માટે અહીં થતી ક્રીયાઓનો લાભ ઝટ મેલવવામાં ખાસ મદદ કરી શકાય છે.

## ગુજરેલાં માટે થતાં ભણતરોની એક બીજી ખાસ બીના.

ગુજરેલાં રવાનો માટેનાં ભણતરને લગતી એક બીજી ખાસ યાદ રાખવા જોગ બાબદ એ છે કે જ્યારેબી ગુજરેલાં રૂવાનોની નૈયતે કંઇ પણ નાનું યા મોટું ક્રીયા ભણતર કરવા–કરાવવામાં આવે, ત્યારે તેમાં આખી **"અહુમાઇ રએશ્ચ"–જસ્મે અવંઘહે મજદનો "રામનો ખાસ્ત્રહે**————થી તે————**સ્પેન્તો–મઇન્યઓમ"** સુધીનો ભાગ અને આખી **કેરફેહ મોજદ**–એટલી ચીજો ભણવી નહિ. એનું કારણ એ છે જે આ ભણતરો હાડમંદ જીંદગી ખાકી શરીરના ટકાવને લગતા છે, માટે હવે ગુજર પામેલું રવાન કે જેનું ખાકી શરીર કાર્ય કરતું બંધ પડી વીખેરાયું છે, તેને માટે આ ભણતરના સ્તોતો નકામા છે **"અહુમાઇ રએશ્ચ"** ની બંદગીની અંદર એક ભણનાર પોતાનાં ખાકી તનની તંદરોસ્તી અને લાંબી જીંદગી ઇચ્છે છે, કે જેથી તે બોખ્તગીનું કાર્ય એકજ ફેરામાં પાર પાડી શકે, તેજ પ્રમાણે જસમે અવંઘહે મઝદના **"રામનો ખાસ્ત્રહે"** વાળા ઉપર જણાવેલા ફકરામાં ભણનાર પોતાનાં શરીરનાં અનાસરો વીખેરાઇ નહિ જતાં એકમેકને ટેકવીને અખંડ હાલતની ખુશાલી ભોગવે તે માટે કુદરતમાં ખીસ્કારી બજાવતી મીનો રામની ખાસ્તર (વીજળીક શકિત) ની તલબગારી કરે છે, અને સેવટે **"કેરફેહ મોજદ"** ની પાજંદ બંદગીમાં એક હૈયાત શખ્સ પોતે "સવાબનો બદલો અને ગુનાહની તોજેશ" નો કુદરતનો અચુક કાયદો કબુલ રાખી, પોતાની જીંદગી દરમ્યાન સદા સવાબનાં કામો કરી બુલંદીએ પુગવાની આરઝુ કરે છે. આવી રીતે ભલાં હમદીનો પોતીકા મુનસફ મીજાજથી જોઇ શકશે કે જરથોશ્તી ધર્મનું ગુહ્ય જ્ઞાન **"ક્ષ્નૂમ"** જે કાંઇ શીખાડે છે તે કાંઇ વગર અર્થનું નથી, પણ તેની પછવાડે કુદરતના અનેક બારીક કાયદાઓની ઉંડી ફીલસુફી સમાયલી છે.

આ રીવાજ કાંઇ **ક્ષ્નૂમ**નો ઉભો કાપેલો નથી પણ તે પુરાણા કાળથી ચાલી આવેલો છે, જેની સાબેતી એ છે કે, હાલમાં વડીક આપણા મોબેદ સાહેબો પહેલા ત્રણ દીવસની ગુજરેલાંઓની ક્રીયા વખતે આ કાયદો જાળવે છે, પણ પછી તે હમેશ માટે ચાલુ નહિ રાખતાં ચોથા દીવસથી થતી ગુજરેલાંઓની ક્રીયામાં **"અહુમાઇ રએશ્ચ"** થી

તે "કેરફેહ મોજદ" સુધીનું બધું ભણી જાય છે, જે આપણે ઉપર જોઇ ગયાં તે કારણસર ખોટું છે.

## ચાહરમની બામદાદ સુધીમાં થતી ક્રીયાઓની મુખ્ય મોતેબરી.

સચકારથી શરૂ થઇ ચહારમનાં દહમનાં આફ્રીન્ગાંન સાથે પુરી થતી બધી ક્રીયાઓની જો મુખ્ય ખીશ્કારી (funotion કુદરત તરફથી પોતાને સોંપવામાં આવેલાં કાર્યની પુરેપુરી બજાવણી) જુફતને કાયદે-એટલે બે યા બેથી વધુ ચીજો સાથે મલીને કાર્ય કરીને અમુક પરીણામ લાવવાને કાયદે કુલ્યાતી રીતે (Collectively) જોઇએ તો તે નીચે મુજબની છે:—

(૧) મુરદાર તનમાં દરૂજે-નસુ ઉભો થઇને તેમાં સપડાયલી ભલી પરોપકારી ચીજો ઉપર તેમજ રૂવાન-બઓદ જે કેહર્પની બહાર છે તેની ઉપર હુમલાઓ કરી રહેલો છે, તેનું જોર તોડીને તેને કેદ કરવો.

(૨) રવાનને સરોશના હવાલામાં સોંપી કેહર્પ શરીરનો બીજો અણદીઠ ભાગ અખંડ હાલતમાં ઉભો કરી આપવો, (જેને રૂવાનતું "કેહર્પ-સ્વાર" થવું કહે છે.)

(૩) ગુજરેલાંની અઇપી કે જે દરૂજથી અવાવ થયલી છે તેને શુદ્ધ કરીને, તેની ઉપર મરણ વખતે ફરી વળેલાં શબના મીથ્રનાં કોટલાંને તોડવું.

(૪) અને છેલ્લું એ જે, શરીરનાં અનુઓને જલદીથી વીખેરી નાંખી તેનાં અનાસરોને તેમજ તેમાં કેદ પડેલી પેલી ભલી પરમાર્થી ગતીઓને ચહારમની બામદાદે દહમ-યઝદને હવાલે કરવી, કે જેથી તે રવાન ચહારમની બામદાદે "સે-શબ" ની હાલતમાંથી છુટી કેહર્પમાં બેસીને સડસડાત ચીનવત પુલ ઉપર જવાને શકિતમાન થાય.

## ચીનવત પુલ ઉપર જવાનાં દાદરના ચાર મુખ્ય પગથ્યાંઓ.

ત્યારે **સચકાર-સગદીદ-ગાહેસારણું-દોખ્મેનશીની** અને ઘર આગલ તેમજ પાવ મહેલમાં થતી સરોશની ક્રીયાઓ, એ બધું રૂવાનનાં ચીનવત ઉપર ચહડવાના દાદરનાં ચાર મોટાં પગથ્યાંઓ છે, જેમાંનું જો એકબી પગથ્યું ખોરવાય તો તે રૂવાનના ઉપર જવાનો માર્ગ ખોરવાય, અને તે તુટેલા દાદરને રૂવાનને પોતાને સમારવો પડે, જેમ કરતાં લાંબો કાળ નીકળી જવે તેટલો બધો વખત સુધી તે લાચાર રૂવાન ઉપર ગઝબ

ગુઝરે, જેની જોખમદારી આ ક્રીયાઓનાં ચાર પગથ્યાંમાંનું કોઇબી એક પગથ્યું તોડનાર હૈયાત બેહદીન યા મોબેદને માથે છે.

આવી રીતે એક પછી એક ઓરડરમાં થતી આ બધી ચાર દીવસની જરથોસ્તી ક્રીયાઓ એકમેકનાં કાર્યને જોર આપી તેને આગલ ચલાવી ઉપર જોઇ ગયા તેવો મુખ્ય નેમને પાર પાડવામાં મદદ કરે છે. જેમ દુન્યવી રીતે એક મહેલ યા સુંદર મકાનને ઉભું કરવામાં, આરકીટેકટ–કોન્ત્રેકટર, મીસ્ત્રી, ઇજનેર, કડીઆ, સુથાર, લુહાર–બેગારી, રંગારી વીગેરે વીગેરે વ્યકતીઓનું સંગઠન સાથે મલીને સઉ પોતપોતીકું કામ આટોપીને મહેલને તૈયાર કરવાનું કામ સરંજામ ઉતારે છે, તેમજ આ ક્રીયાઓનાં બાબમાંબી સમજવું. અલબતાં, આ બધી ક્રીયાઓની જુજવાવી ( Individual ) યાને કે દરેકની પોતીકી ખાસ છુટી છુટી ખુબીઓ પણ રહેલી છે, જે હવે આપણે ટુંકમાં જોઇશું.

## સચકારની ક્રીયાથી થતા બીજા ફાયદાઓ.

સચકાર કીધાથી મુરદાર લાશમાં અહીરીમનની કાળી કુદરત જે બધેબધ હુમલા કરી રૂવાન ઉપર ધસારો કરી રહી છે, તેનું જોર નરમ પડે છે, અને આપણે મરણ વખતે શરીરમાં ચાલતી અણદીઠ ક્રીયાઓના વીભાગમાં જોઇ ગયા તે મુજબ આતશે–વોહુફ્રીયાંનનો કશ જે દરૂજને ઘેરવા માટેજ ઉભો થયો છે, તેને સચકારની ખુબીથી જોર મલવે દરૂજે–નસુ તેમાં ઘેરાઇને મહાત થાય છે, જેથી કેહર્પનાં પહેલાં ચાર ચખ્રોના "હરબેરેઝ" ના કીલ્લાનો દરવાજો સરોશ પોતે ખોલીને બહાર જંગલ જેવા રખડાતમાં રહી ગયલાં ઉરવાન–બઓદાંધને અંદર દાખલ કરે છે. આથી જડ તનનો અણદીઠ રીતનો મરણ પછીનો બીજો વીભાગ સંપૂર્ણ બને છે, જેને રૂવાનનું કેહર્પ–સ્વાર થવું એમ કહે છે. માટેજ જે ગેહમાં મરણ થાય તેજ ગેહમાં બનતી ઉતાવળે સચકાર કરવાનું ખાસ ફરમાન છે, કારણ કે તે ગેહ પુરી થઇ બીજી ગેહ બદલાતાં દરૂજે–નસુનું જોર ઘણું વધી જવે રૂવાનને હલાકી ભોગવવી પડે છે. જો કોઇ કમનશીબ મરનારની લાશનો સચકાર થતોજ નથી, તો શરીરનો બીજો અણદીઠ ભાગ ઉભો થવામાં ખલલ પુગે છે, અને નાપાક અહીરીમન સચકારની ક્રીયાની ગેરહાજરીનો લાભ લઇ તે બધાંનો કબજો મેલવી રૂવાનને રખડાતની અઘોટ ગતીએ પુગાડે છે.

વધુમાં સચકારની ક્રીયાની બીજી ખુબી એ છે કે સચકાર કરતી વખતે જે સાત બંધો શરીરના મુખ્ય સાંધાઓ ઉપર બાંધવામાં આવે

છે, તે દરેક બંધ બાંધતી વખતે ભણવામાં આવતા **અર્ષમના** પવીત્ર કલામોનાં સ્તોતથી દરૂજે–નસુ જોરાવર રીતે નહિ નીકળતાં નીમુંળ થઇને નીકળે છે, તેમજ એ **અર્ષમ** ભણીને બાંધેલા બંધોની બરકતથી લાશને દોખ્મેનશીન કીધા પછી તેના સાંધાઓ જલદીથી છુટા પડી જાય છે, જેથી લાશને જલદીથી વીખેરવાનાં કુદરતનાં કાર્યમાં મદદ મળે છે.

## "કશ"ની ખુબીથી સચકારવાળી જગાએજ રૂવાનનું ત્રણ રાત રહેવું.

આવી રીતે પથ્થરની લાદીઓ ઉપર સચકાર કરી લાશ મુકેલી જગાની આસપાસ ત્રણ **યથા**ના કલામો ભણીને ત્રણ કશ ખેંચવામાં આવે છે, જેની ખુબી એ છે કે સચકાર કીધા પછી લાશને દોખ્મેનશીની કરવા માટે ગમે એટલી દુર લઇ જવા છતાં, શરીરનો બીજો અણુદીઠ ભાગ જે કેહપ–તેવીષી–ઉશ્તાન–ઉરવાન વીગેરેનો છે તે સચકારવાલી જગાએજ ચહારમની બામદાદ સુધી ઠરી ઠામ થઇને રહે છે. સચકારની ખુબીથી તે લાશની પુંઠે ખેંચાતો નથી. આવી રીતે આ બંને ભાગો છુટા પડવા છતાં તેઓ વચ્ચેનો સંબંધ ૭૨ કલાક સુધી ઉશ્તાનના પ્રકાશીત બ્લુ દોરારૂપી પ્રવાહની મારફતે ચાલુજ રહે છે. આ સચકારવાલી જગાની બાજુમાંજ અમુક છેટે પહેલા ચાર દીવસની (ગેહેગેહ કરવાની સરોશની બાજો તથા પાવ મહેલની ક્રીયાઓ અને ત્રીજી રાતની બાજની સીવાયની બીજી) બધી ક્રીયાઓ કરવાની ખાસ જરૂર છે, કારણ કે લાશને દોખ્મેનશીની માટે લઇ જવા છતાં અણુદીઠ રીતનો કેહપવાળો ભાગ કે જેમાં રૂવાન બેહેલું છે તે તો ચહારમની બામદાદ સુધી ત્યાંજ (સચકીને મુકેલી લાશનાં માથાં બાજુના ભાગ આગલ કે જ્યાં બતી રોશન કીધેલી છે ત્યાં) વાસો કરીને રહે છે.

આજનાં પોતાને ઘણુંજ સુધરેલાં અને શીખેલાંમાં ખપાવતાં જુવાન નરનારીઓને મનથી અતી અભણ લેખાતાં આપણા બુઝોર્ગ વડીલો આ બાબદનું જ્ઞાન અને એતેકાદ ધરાવતાં હતાં, તેથીજ તેઓ ઘેરમાં સચકાર કરી ત્યાંજ બધી ક્રીયાઓ કરાવતાં હતાં. આજનાં નરનારીઓની અકકલની ગતી એટલી તો જડ થઇ ગઇ છે કે તેઓ દેખીત બનાવોની પછવાડે અણુદીઠ ચીજો રહેલી છે, એવું કલ્પીબી શકતાં નથી, અને તેથી તેઓ એમજ સમજે છે કે લાશને દોખ્મે ચઢાવી એટલે જાણે રવાનનેજ દોખ્મે મુકયું! લાશ અને રવાન વચ્ચેનો આસમાન જમીન જેવો મોટો ફરક

વટીક આજના કહેવાતા જરથોસ્તીઓ ઘણે ભાગે સમજી શકતા નથી, એ તેઓની દીની બાબદનાં જ્ઞાનની કોતાહી બતાવે છે.

## ક્યાં ગઇ તે અસલનાં જરથોશ્તી ઘરોની વીશાળ ખરકી?

મુંબઇમાં અસલના જરથોસ્તી ઘરોની મોત જીવતને પ્રસંગે અતી ઉપયોગી થઇ પડનારી વીશાળ ખરકી આજે નાબુદ થઇ ગઇ છે, અને તેની જગાએ પઇસાના લાલચુ ઘરવાળાઓએ, જરથોસ્તી ભાડુતો તરફથી ઉઠાવવા જોઇતા વાજબી વાંધાની ગેરહાજરીમાં, આજે હેર કટીંગ સેલુનો- અજીઠાં હોટલો અને બુટની દુકાનો જેવાં દરજીનાં ધામો ઉભાં કીધાં છે. આવી રીતના આપણા પોતાના હાથે ઉભા કીધેલા કફોડા સંજોગોની અંદર, મરણ વખતે લાશને રહેવાનાં મકાનમાં સચકારવી એ તે બાપડાં લાચાર રૂવાન ઉપર ગઝબ ગુજારવા સમાન છે, કારણ કે આજે તો ઘેરે ઘેર માળ પર જુદદીન નોકરો અને માસીક માંદગીની હાલતવાલી ખુદ પારસી સ્ત્રીઓ જરાબી આંકોશ વગર ડમકતી ફરે છે, એ બધાંને આખાં ઘેરમાંથી ચાર દીવસ સુધી દુર કરી શકાય તોજ ઘેરમાં લાશનો સચકાર કરવો રવા છે. આવો મામલો હોવાથી સઉથી ઓછો વાંધા ભર્યો રસ્તો ડુંગરવાડીની બંગલીઓનો શાયસ્ત-લા-શાયસ્ત લાભ લેવાનોજ છે, પણ તે ચાર દીવસની ક્રીયાઓની સગવડ સાથની છેક ઉપરની બંગલીઓનોજ હોવો જોઇએ, અને નહિ કે નીચેની બંગલીઓમાં લાશને સચકી તેને દાખમે-નશીન કીધા પછી ઘરેબારે વીદાય થઇ ચાર દીવસની બીજી ક્રીયાઓ અગ્યારી આતશ-બહેરામોમાં કરાવવી. પારસી પંચાયતે નીચેની બંગલી-ઓની નજદીકમાં ગુજરેલાંનાં ખેશીઓને રહેવાની સગવડ કરી આપવી ઘટે છે.

તેટલાં જો બેહદીનો આ બાબદનું જ્ઞાન નહિ ધરાવતાં હોય, તો તેઓને ઘેરનાં પંથકીઓની ફરજ છે કે તેઓને સચકારની ક્રીયાની ખુબી સમજાવી, રવાનનું ત્રણ રાત સુધી સચકારવાળી જગાએજ રહેવું થાય છે માટે ત્યાંજ બધી ક્રીયા કરવા માટે પહેલેથીજ ડુંગરવાડીની ઉપરની બંગલીઓમાં લાશને લઇ જવા ધ્યાન ખેંચવું. પણ ઘણીજ દલગીરી સાથે લખવું પડે છે કે ઘણાક દાખલાઓમાં મોબેદો તેમજ બેહદીનો આ બાબદ જાણતા હોવા છતાં પોતાની સગવડનો સ્વાર્થી ખ્યાલ વચમાં લાવી આ બાબદમાં બેદરકાર રહે છે. ગુજર પામેલાં ખેશીનું રવાન જે બાપડું હવે ૭૨ કલાકનું આ દુન્યાનું મહેમાન છે, તેનો સેવટનો રૂહાંની લાભ જોતાં અને તેની છેલ્લી ઘડીઓ રાહત અને આરામમાં પસાર થાય એ

નેમ ધ્યાનમાં રાખીને જો જીવતાંઓને થોડીક હલાકીઓ ભોગવવી પડે તો તેમાં શું મુઝાકો છે? જીવતાં જીવત તેને ખાતર કેટલી બધી હલાકી ભોગવવા તેઓ તૈયાર હોય છે? જો કે હલાકી જેવું કંઇ છેજ નહી, કારણકે આ પહેલા ચાર દીવસ માટે ઉપરની બંગલીઓમાં દરેક જાતની સગવડ મલી શકે છે. આપણે ઇચ્છીશું કે હાલનાં પારસી ઘરોમાં સચકારની સગવડ મોજુદ નથી તેનો ખ્યાલ કરી કોમનાં સખીવજુદ નરનારીઓ ડુંગરવાડી ઉપર પહેલા ચાર દીવસની ક્રીયાઓની સગવડવાલી બીજી વધુ બંગલીઓ બંધાવી આપશે તો કોમ ઉપર ખચ્ચીતજ આભાર થશે. આપણે આપણી બાબદ ઉપર પાછા આવીશું.

## "સગદીદ" થી થતા બે પ્રકારના ફાયદા.

ઉપર આપણે સચકારની ક્રીયાની મોતેબરી જોઇ આવ્યા. હવે આ સચકારની ક્રીયાએ જે કાર્ય કીધું તેને **"સગ-દીદ"** પુર્ણ ગતીએ લઇ જાય છે. સગદીદ= (કુતરાની નજર પાડવી તે) ને અવસ્તામાં **"અઇવી-ઘ્નીખ્ત"** તરીકે ઓલખી છે. **'અઈવી'**=બધે બધથી આસપાસથી ઘેરીને, **'ઘ્નીખ્ત'**=તોડી પાડવું. દરૂજે-નસુ અને તેના સાથી અહીરી-મનની ગેરવ્યવસ્થાને કુતરાની આંખમાંથી નીકળતો **"વાંથ્વો-ફ્રાદો"** નો વીજળીક પ્રવાહ બધેબધથી લાશમાંથી તેમજ આસપાસની હવામાંથી ઘેરીને તોડી નાંખે છે-ખાઇ જાય છે. આવી રીતે સગદીદથી ચીનવત તરફ જવા શું શું કરવું તેની રાહતુમાઇ ઉભી થતી હોવાથી આપણામાં કહેતી છે કે, "કુતરો તો રવાનને ચીનવત પુલનો રસ્તો બતાવનાર ભોમ્યો છે." જો કે આ કહેતીમાં કુદરતની એક ઉંડી હકીકતી બીના જળવાયલી છે. સગદીદે કીધેલી આ વ્યવસ્થામાં ખતરો નહિ પડે તે માટે પછીથી ભોંય આગલનું ભણતર અને ઘેર આગલની તેમજ પાવ મહેલની બધી ક્રીયાઓ ચાલુ કરવામાં આવે છે.

આવી રીતે લાશનો સચકાર કરતી વખતે તેમજ ત્યાર પછી દરેક ગેહ બદલાતી વખતે તેમજ લાશને સચકારની પાવીમાંથી ગેહાંનની અંદર આરાસ્તે કરતી વખતે લાશને કુતરાની નજરે પાડી "સગદીદ" કરાવવાનું અગત્યનું છે. ગેહસારણું કીધા પછીની છેલ્લી ત્રણ સગદીદ-(એક ગેહ-સારણું પુરૂં થવે-બીજી લાશને લઇ જતી વખતે સાથે કુતરો ચલાવવામાં આવે છે તે, અને ત્રીજી ડુંગરવાડી ઉપર લાશને દોખ્મે નશીન કરવા આગમજ, ગેહાંનને મોટી અલાહેદી પાવી ઉપર મુકી ત્યાં સેઝદો કીધા પછી કરાવે છે તે,) આ ત્રણે વખતની સગદીદને ખાસ **"બગ-નુમાયશન"**

તરીકે ઓલખાવેલી છે, જેનો ભેદ ટુંકમાં જોવાની આપણે કોશેશ કરીશું.

**બગ**=શકિત, કુવત, અમુક જાતની ભલી તલેસમ, અને **નુમાયશને**= નજરે પાડવું–દેખાડવું. એકજ જગ્યાએ આખું ગેહસારણું સંપૂર્ણ ભણાયાથી પેલી મુરદાર લાશમાં એ ભણતરની ખુબીથી એક જાતની શકિત–ભલી ગતી–વ્યવસ્થા–તલેસમ ઉભી થાય છે, જેને "**બગ**" કહે છે. **કુતરાની ચશમમાં જેમ દરૂજને તોડવાની ખુબી સમાયલી છે, તેમ તેની ચશમમાંથી નીકલતા જોરમંદ "વાંથ્વો ફ્રાદો" ના પ્રવાહોથી કરીને કોઇ જાતની ભલી શકિત–તલેસમને જોર મલીને તે ટકી શકે છે.** ત્યારે મુરદાર તનમાં ગાહેસારણાંનાં ભણતરથી થયલી તલેસમને ટેકવીને તેને જોર આપીને આગલ વધારવાનું કામ ઉપર ગણાવેલી છેલ્લી ત્રણ સગ–દીદ વખતે કુતરો બજાવે છે, તેથી તેનાં એ કાર્યને તે વખતે "**અઇવી–ધ્રીખ્ત**" નહિ કહેતાં "**બગ–નુમાયશને**" કહ્યું છે.

## નવરાતનું નાહન લેતી વખતે કુતરો હાજર રાખવાનું કારણ.

જરથોસ્તી દએનની અંદર મોબેદ સાહેબોને બરસ્નુમની ક્રીયાથી પોતે પવીત્ર થઇને અમુક શકિત મેલવીને પછીજ બધાં ક્રીયાકામો કરવાની ખાસ તાકીદ છે, કારણ કે જેમ સારી તનદરોસ્તી વગરનો શખ્સ ડાકટર હોઇ શકે નહિ, તેમજ બરસ્નુમ વગરનો એક મોબેદ કદી હોઇ શકે નહિ. દર છ મહીને ગમે તેવા પરહેઝગાર મોબેદ કે દસ્તુરે વટીક નવું બરસ્નુમ લેવુંજ જોઇએ એવો દીનનો કાયદો છે, જેની બારીકીમાં ઉતરવાની આ જગા નથી. આ બરસ્નુમની ક્રીયામાંથી પસાર થતી વખતે જયારે મોબેદ સાહેબો નવ રાત્રીનું નાહન લે છે, ત્યારે તે વખતે પણ કુતરો હાજર રાખી **સગદીદ** કરાવે છે. આ વખતની સગદીદ "અઇવી–ધ્રીખ્ત" તેમજ "બગ–નુમાયશ્ન" નું બંને કાર્ય એકી વખતે સાથે બજાવે છે. પેલા મોબેદ સાહેબ પોતાનાં ખોરેહમાં છ મહીનાની મુદતમાં જે કાંઇ બહારનું ગદલાપણું કુદરતના અચુક કાયદે આમેજ થયું હોય તેના તાખુનના બદ પ્રવાહોને પાહરીઆ કુદાવતી વખતે અમુક નીરંગો ભણી બહાર કાઢી નાંખે છે, જે સગદીદની "અઇવી–ધ્રીખ્ત" ના ભેદથી આસપાસથી ઘેરાઇને તુટે છે, અને આવી રીતે નાહન લઇ પવીત્ર થયલા મોબેદમાં જે "**યઓઝદાથ્રી**" ની શકિત ઉભી થાય છે તેને સગદીદના "બગ–નુમાયશ્ન" ના ભેદથી જોર મળે છે. **બરેશ્નુમની મોતેબર**

**ક્રીયા***ના આવા ભેદો નહિ સમજવાને લીધે આજના સુધારક ધુરંધરો, એને "Red-Indian Dance" જંગલી લોકોના નાચ તરીકે ઓલખાવી હસી કાઢે છે. આ ક્રીયા વખતે તેમાંથી પસાર થનાર મોબેદ નગ્ન હાલતમાં અમુક પત્થરનાં પાહરયાઓ કુદાવતો હોવાથી તે દેખાવ આ સુધરેલા સાહેબોને તદન જંગલી જેવો લાગે છે! ક્રીયાઓનો આ અમુક ગુહ્ય ફીલસુફી ધરાવનારો દેખાવ (કે જે કદી કોઇ બહારનાની નજરે પાડવામાં આવતા નથી છતાં) આ સાહેબોને જો જંગલી લાગતો હોય તો, પછી એવું બોલનારાઓ પોતેજ જયારે અર્ધનગ્ન બેમહલાજાભર્યા પોશાકમાં સજ થયલી નખરાંબાજ ઓરતો સાથે છડે ચોક જાહેરમાં ડાન્સીંગની બદી ચલાવી લે છે અને તેની સામે પોતાનો અવાજ ઉઠાવતા નથી, ત્યારે એ લોકની શરમ લાજ બધી કયાં જતી રહે છે?

લાશને સગદીદ કરાવવાની રૂઢીનેબી આ તીસમારખાંઓ ધીક્કારે છે અને તેનાં કારણમાં દલીલ એ લાવે છે કે, "જો એક રસ્તે રખડતો કુતરો જરથોસ્તીની લાશને જોઇ શકતો હોય, તો પછી બીજા ધર્મને લગતું એક ભલું ઇનસાન કાંય નહિ તે લાશને સેઝદો કરી સેવટનું માન આપી શકે?"

આવી દલીલો કરનારા સાહેબો જો પોતાનાં મગજને શાંત કરી સગદીદથી થતા ફાયદા અને પરકોમીઓની નજરથી થતા ગેરફાયદાઓનો બે ઘડી વીચાર કરે, તો તેઓની ખાત્રી થયા વગર રહે નહિ, કે જરથોશ્તી ધર્મનાં સાયન્ટીફીક ફરમાંનો કાંઇ અમથાં અલાહી ટપ્પે વગર કારણે અપાયલાં નથી, પણ એક **નાનાં નજીવાં દેખાતાં ફરમાનમાં વટીક મોટામાં મોટી ખુબીઓ સમાયલી છે.**

## નાની યશ્તેગાંન યાને ભોંય આગલનું ભણતર.

હવે આપણે લાશને જયાં સચકીને મુકેલી છે ત્યાં થતાં ભોંય આગલનાં ભણતરની ખુબી જોઇશું. **સરોશ યશ્ત હાદોખ્તનાં** પહેલા કરદામાં કહ્યું છે કે:—"**માંથ્રેમ સ્પેંનતેમ મઇન્યેવીમ દરૂજેમ નિજઅઇરિશ્તો.**" યાને કે "માંથ્ર સ્પેન્તનાં એજમતી બુલંદ કલામો અણદીઠ દરૂજને એટલે ખરાબ નુકસાનકારક અણદીઠ હરીરીથી ભરેલી

---

* બરેશ્નુમની ક્રીયાની બારીક વીગત જાણવા માટે વાંચો બેહેસ્ત-બેહેરેહ ઉસ્તાદ સાહેબ બેહેરામશાહ નવરોજી શરાફની રાહબર કલમથી લખાયલું ફ્રી ચોપાન્યું નાં. ૧—"જરથોશ્તી દએન પ્રમાણે મરણ પછી ઉરવાનની હાલત" પાના ૫૭ થી ૬૪. આ ચોપાન્યું વેજીટેરીયન સોસાયટીમાંથી મલી શકશે.

મેગનેટીક અસરોને નાબુદ કરનારા છે." જેવી રીતે સગ-દીદ દરૂજે-નસુ-ને કાપવામાં કારગત લાગે છે, તેવીજ રીતે આ નાની યશ્તેગાંન યાને ભોંય આગલનું ભણુતર પણ દરૂજને કાપીને, પોતાના બુલંદ સ્તોતોની અસરોથી ગુજર પામેલાં રવાનને ચાલુ રાહત અને શાંતી બક્ષે છે. માટે લાશને સચકીને મુકે ત્યારથી તે ત્રીજા દીવસની પાછલી રાતનાં ઉઠમણાં સુધીના ફાલતુ વખતમાં એ ભણુતર ચાલુજ રાખવું ફાયદાકારક છે. જો ગુંજાસ હોય તો મોબેદ પાસે ભણાવવું, અને તેવી આર્થીક સ્થીતી નહિ હોય તો મરનારનાં ખેશીઓએ વારા ફરતી થોડા થોડા કલાક ભણીને મરનાર તરફની છેલ્લી ફરજ બજાવી મોટામાં મોટું પુન્ય હાંસલ કરવું.

## પહેલા ત્રણ દીવસો સુધી દર ગેહે ગેહ "સરોશની બાજ" ઇજાવવાની ખુબી.

જેવું એક રૂવાન રહેલત પામ્યું કે તેજ ગેહથી ઘરના પંથકીને કહીને અગ્યારીમાં પહેલા ત્રણ દીવસો સુધી દર ગેહે ગેહ સરોશની બાજ ઇજાવવી જરૂરી છે, જેની ખુબી નીચે મુજબ છે:

જીવતાં જીવત આપણાં ભાનને સચેત રાખનાર ખુરશેદ યઝદનાં અણુદીઠ કીરણો છે. તમામ જગતનો જે કારોબાર ચાલી રહ્યો છે તે ખુરશેદ યઝદની બુલંદ કાર-રવાઇથીજ છે. ખુરશેદ યઝદનાં કીરણો જો આ દુન્યા ઉપર એક પળના પરાધમા ભાગેબી આવતાં અટકી પડે (જો કે તેમ બનવું મહાલ છે), તો આ ગેતી ધુળનો ઢગલો બની નાબુદ થઇ જાય. કુદરતના આ અચુક કાયદે મરણ બાદ પણ ખોરશેદ યઝદ પોતાનું કાર્ય ચાલુ રાખી ભાનને સચેત રાખ્યા કરે છે, જેથી તે ઉરવાન ત્યાં આગલ ચાલી રહેલી દુન્યવી વળગણો-દોડધામ-રડાપીત-વાતચીત વીગેરે તરફ ખેંચાયલું રહે છે, જે તેને માટે દુખ ભર્યું છે. આવી રીતે દરેક ગેહ બદલાતાં ખુરશેદ યઝદનાં શ્વા યાને અણુદીઠ કીરણોમાં જે "તબ-દીલ-તેહદીલ" યાને વધઘટના ફેરફારો થાય છે, તેથી રૂવાનનું ભાન જાગૃત થઇ દુન્યવી વીચારો તરફ આકર્ષાય છે, જે તેને માટે આફતકારક છે. આવી જાતનાં સંકટમાંથી રૂવાનને બચાવવા માટે તેની નૈયતે પહેલા ત્રણ દીવસો સુધી દર ગેહે ગેહ સરોશની બાજ અગ્યારીમાં ઇજાવવાનું ખાસ ફરમાન પેગામ્બર સાહેબ અશો જરથુસ્તે આપ્યું છે, જે બાજની ખુબીથી ઉરવાનનાં ભાન ઉપર ખુરશેદ યઝદનાં કીરણો ઉપર જોઇ ગયાં તેવી અસર કરતાં નથી, જેથી તે ઉરવાન આ દુન્યાને લગતા આચાર-વીચારો અને ખેંચાણોમાંથી મોકળું (મુકત) થતું રહી મીનોઇ શાંતિ

તરફ ખેંચાયલું રહે છે. આવી રીતે આ ગેહે ગેહની સરોશની બાજ ઉરવાનતું પાદરૂજ થાય ત્યાં સુધી તેને નીમ હોશમાં રાખે છે.

## અઇવીસ્રુથ્રેમ ગેહમાં થતાં "સરોશના પાતરાં" ની ખુબી.

આપણું આ ખાકી શરીર જે ચાર અનાસરો (આતશ-બાદ-આબ અને ખાક) નું બનેલું છે તેની ઉપર કુદરતનાં બેપણાંને કાયદે ચાલુ અનાસરને લગતું "ગાશેક" યાને સ્થુળપણું ગલબો કરે છે. સુરજનાં સીદ્ધાં કીરણોની હાજરીમાં આ ગાશેકનું જોર કમી રહે છે, પણ સુર્યાસ્ત પછી તે ઘણુંજ પ્રબળ થતું હોવાથી તેના ગલબામાંથી બચવા માટે જીવતાંજીવત પણ આપણે દીવાબતી રોશન કરી ચૅરાગનો નમસ્કાર-દશ અર્ષેમ અને તેનાં મીથ્ર સહીત ભણયે છીએ. આ ઉપરાંત જીવતી જીંદગી દરમ્યાન સ્પેનાને કાયદે એ અંગ્રથી આવતાં ગાશેક-પણાંને, આપણાં શરીરમાં કાર્ય કરતું જોરાવર ઉસ્તાન પોતે સોશી લઇને તેને બાળી નાંખે છે. હવે મરણ વખતે આ ઉસ્તાન શરીરથી છુટું પડી જવાને લીધે મુવેલાં શરીર (લાશ) ઉપર ગાશેકનો ગલ્બો જોશભર ચાલુ થાય છે, જેમાંથી એક જરથોસ્તીનાં શરીરને બચાવવા માટે પેગામ્બર સાહેબે સરોશનાં પાતરાંની ક્રીયા, પહેલા ત્રણ દીવસ ખુરશેદ યઝદ અસ્ત થયા પછીની ૩૬ મીનીટ બાદ તુરતજ કરવાને ફરમાવ્યું છે. એ ક્રીયાની અંદર ભણાતા સરોશ યસ્ત વડીનાં સાતમા કરદાના "**યો વનનો કયદહે**" ના સ્તોતો તે ખાકી શરીર (લાશ) ની આસપાસ ફરી વળી, જીવતી જીંદગી દરમ્યાન ઉસ્તાન જે કાર્ય નીરંતર કરતું હતું તેવુંજ કાર્ય કરી રહે છે, યાને કે તે મુરદાર શરીર તરફ ખેંચાતાં ગાશેકપણાંને બાળી નાંખી, તેના જુલ્માટમાંથી પેલી નાશ પામતી લાશનું રક્ષણ કરે છે.

હાલમાં જો સચકારેલી લાશને બીજે દીવસે સહવારે દોખ્મે નશીન કરવાની હોય છે તો પહેલા દીવસની અઇવીસ્રુથ્રેમ ગેહમાં સરોશનાં પાતરાંની ક્રીયા કરવામાં આવતી નથી, કારણ કે ખુદ લાશ ત્યાં પડેલી હોવાથી તેને ઉંચકયાં વગર એ ક્રીયા થઇ શકે નહિ. આવા સંજોગોમાં જો બને તો મોબેદોને સમજાવીને સરોશનાં પાતરાંની ક્રીયા પહેલા દીવસની અઇવીસ્રુથ્રેમ ગેહમાં (જો લાશને દોખ્મે નશીન નહિ કીધી હોય તો) ન છુટકે અગ્યારીમાં જરૂરજ કરાવવી જોઇએ, કારણ ઉપર આપણે જોઇ ગયા તેમ જો એ ક્રીયા એકબી વખત ચુકાય તો શરીરની લાશને કુદરતી કાયદે આવતા ગાશેકના હુમલાથી બચવાનું રક્ષણ નહિ મલે.

## પહેલા ત્રણ દીવસમાં કરવી જોઇતી સરોશની ત્રણ યજશ્ને તથા ત્રણ વંદીદાદની ક્રીયા.

એ ઉપરાંત પહેલા ત્રણ દીવસ દરમ્યાન સરોશની ત્રણ યજશ્ને અને ત્રણ વંદીદાદ કરાવવાનું જે ફરમાન છે તેની કંઇક ખુબી આપણે હવે જોઇશું. **યજશ્નેની ક્રીયા*** જે હાવન ગેહમાં કરવામાં આવે છે, તેમાં બે મોબેદો જોડ થઇને આલાતો સહીતની આ ક્રીયા પાવ મહેલનાં મકાનમાં (અગ્યારી આતશ બહેરામોનાં ઉરવીસ–ગાહમાં) કરે છે, જેની અંદર યજશ્નેનાં ૭૨ હાનું ભણતર ભણવામાં આવે છે. આ ક્રીયા જો બરોબર રીતે કાયદાસર કરવામાં આવે તો ઓછામાં ઓછા અઢી કલાક લાગે છે. એજ પ્રમાણે વંદીદાદની ક્રીયા જે ફકત રાતે ઉષહીન ગેહની અંદરજ થઇ શકે છે તેની અંદર યજશ્ને–વંદીદાદ–અને વીસ્પરદ નામનાં ત્રણ મોટાં બુલંદ ભણતરો સ્તોતને કાયદે વણી લઇને ભણવામાં આવે છે, જેથી એ ક્રીયા પુરી થતાં ઓછામાં ઓછા સાત કલાક લાગે છે. વંદીદાદ એ પહેલવી શબ્દ છે. એનો ખરો અવસ્તા શબ્દ "વી–દએવો–દાત" છે એટલે દેવથી ઉલટા (દેવને તોડવાના) કાયદા એવો અર્થ થાય છે. યઝશ્ને અને વંદીદાદ જેવી બુલંદ ક્રીયાઓની મોતેબરી સમજાવવાની મુજની લાયકાત નથી, માટે ટુંકમાં કહું તો એ ક્રીયાઓની ખુબીથી ખુદ–બ–ખુદ તે ક્રીયાનું એક કેહર્પ ઉભું થાય છે, જેની તરફ યઝદી ગતી આકર્ષાઇને, અહીરીમનની કાળી કુદરતની તમામ ખરાબી જે રવાનને હલાક કરતી હોય તેને તોડીને એવીજ બીજી પીડાઓથી તે રવાનને બચાવી લેવાનું બળવાન કાર્ય કરે છે.

રવાન જયારે ચાહરમની બામદાદે ચીનવત તરફ જવા કેહર્પમાં ઉડતું હોય, ત્યારે તેને અટકાવવા અહીરીમનની કાળી કુદરત, જે અત્યાર સુધી પોતાની કોશેશોમાં નીષફળ નીવડી છે, તે હવે અરવાહી આલમમાં રવાનને ઘેરવા માટે કોશેશ કરે છે, અને જીવતી જીંદગીમાં પેલાં રૂવાનથી જે કાંઇ બુરા ગુબારો ઉભા થયા હોય તેને જોર આપી, પેલાં ઉડતાં કેહર્પને અટકાવવાનું કરે છે. આ બધી અહીરીમનની ખરાબીઓને તેમજ જીવતી જીંદગી દરમ્યાન ઉભાં કીધેલાં બદ–ગુબારોને તોડવા માટેજ

---

* આ યજશ્નેની મહાન ક્રીયાની મોતેબરી અને તેનું કાર્યસાધકપણું જેઓએ જાણવું હોય તેઓએ રૂ. ૧॥ ની કીંમતની (૫૫૦ પાનાની) ડો. ફરામરોઝ સો. ચીનીવાલાની કમાલ કેતાબ નામે, "યજશ્નેની બુલંદ ક્રીયા: તેમાં વપરાતા ૩૩ આલાતોના ભેદ ભરમનો સાયન્ટીફીક ઉકેલ" જરૂરજ વાંચવી, કારણ ક્રીયાકામોની સમજણની આવી કેતાબ આજ વેર કદીબી બહાર પડી નથી.

પહેલા ત્રણ દીવસ સુધીમાં ત્રણ સરોશની યજશ્ને અને ત્રણ સરોશનાં વંદીદાદ કરાવવાનું ફરમાન દીનમાં આપેલું છે.

## યજશ્ને-વંદીદાદની ક્રીયાઓનું બળવાન કાર્યસાધકપણું.

વધુમાં યજશ્ને અને વંદીદાદની ક્રીયાઓની ખુબી એવી તો બુલંદ રીતની છે કે, જો દુર દેશાવરમાં એકલું અટુલું રહેતું કોઇ જરથોસ્તી રવાન રહેલત પામે, અને તેની લાશની વ્યવસ્થા જરથોસ્તી કાયદે કરવાનું નહિ બને, યાને કે તે લાશ સચકાર-સગદીદ-ગાહેસારણું-દોખ્મેનશીની વીગેરે પામ્યા વગર કોઇ બીજીજ રીતે વ્યવસ્થા પામે, તો શરીરનો પેલો બીજો અણુદીઠ ભાગ અખંડ રૂપે બની શકે નહિ, અને તે બધી કીમતી ચીજો, જેવી કે કેહર્પ-તેવીષી-ઉશ્તાન-ઉરવાન, વીગેરેનો કબજો નાપાક અહીરીમન (તુટયાં વગરનાં શબના મીથ્રનાં કોટલાંને જોરે) લઇને તેને ભુત જેવું કરી અરવાહીમાં રખડાવે. તે રવાનની આવી બુરી અધોટ ગતી-રખડાતની હાલતમાંથી તેને છોડવવા માટે (જ્યારે તેનાં હેયાત ખેશીઓને લાંબા વખતે પણ તેનાં મરણની ખબર પડે કે તુરત) તેઓ જો ત્રણ સરોશની યજશ્ને અને ત્રણ સરોશના વંદીદાદ તે મરનારની નેયતે કરાવે, તો તેનાં જેવું મોટું પુન્ય બીજું કોઇજ નથી, કારણ કે એ ક્રીયાઓનાં બળથી તે રૂવાન અહીરીમનના કબજામાથી છુટી કેહર્પનો અખંડ ભાગ ઉભો કરવાને (પોતે કેહર્પ-સ્વાર થવાને) શકિતમાન બને છે. **એક વખત રૂવાન જો "કેહર્પ-સ્વાર" થયું, તો પછી તે વૃદ્ધિ તરફ આગલ વધવાનુંજ; એવી કોઇ ચીજ નથી કે જે તે રૂવાનને પછી તેમ કરતાં અટકાવે.** આ વૃદ્ધિ પછી રેલનાં પાટા ઉપર દોડતી ઝડપી ત્રેન મીસાલની હોય, કે પછી ઢેકા ઢરીયાંના કાદવ કીચલના રસ્તા ઉપર ધીમે ધીમે ચાલતાં ગાડાં જેવી હોય, પણ આખરે તો તે વૃદ્ધિજ છે. એટલે રૂવાન મોડે કે વહેલે પોતાને નેમેલે ઠામે પુગશે તો ખરૂંજ. **માટેજ બીજાં બધાં કરતાં દરેક જરથોશ્તીઓની ચાર દીવસની ક્રીયાઓ દીનનાં અસલ કાયદા અનુસાર બરોબર રીતે મધ્યમ ખરચે થાય એવું એક ખાતું કોમમાં બરપા કરવાની ખાસ જરૂર છે.**

## મોટી યશ્તેગાંન અને ગાહેસારણાંની મહત્વતા.

લાશને દોખ્મેનશીન કરવા આગમજ અહુનવદ ગાથાના સાત હા (હા ૨૮ થી ૩૪) આગલ પાછલ સરોશની બાજ લઇને ભણે છે, તેની મુખ્ય ખુબી શબના મીથ્રનાં કોટલાંને તોડી, કેહર્પ જે તેની બેડીમાં

સપડાયલું છે તેને મુકત કરવામાં સમાયલી છે. અહુનવદ ગાથાના ક્રષુષો–માંથ્રના મોતેબર એજમતી કલામોની ખાસ ખુબી એ છે કે જયાંબી દરૂજનું–દ્રવાઓનું–જડતાનું–નારતીકપણાંનું જોર ઘણું હોય ત્યાં તેને તોડીને તેમાં અહૂનાં ચલણને–રાદી ગતીનાં ચલણને ચલાવવું. જીવતી જીંદગી દરમ્યાન એક જરથોશતી પોતાની અઇપીને સદા સ્વચ્છ રાખવાની ચાલુ કાળજી રાખે છે. ખાતી પીતી વખતે, હાજતે જતી વખતે, નાહતી વખતે જે કંઇ દરૂજી તેનાં શરીરમાંથી કુદરતનાં બેપણાંને કાયદે અચુક રીતે નીકળે છે, તેનો પાસ પોતાની અઇપીમાંથી દુર કરવા તે એ ચીજો કરતી વખતે પહેલાં અને પછી અમુક અમુક દરૂજ–પરહેઝની બાજોને લગતા માંથ્રો ભણે છે અને ત્યારબાદ હાથ મોહડું પાદીયાવ કરી ( પાણીથી પવીત્ર કરી ) કુશતી કરે છે. ત્યારે જેવી રીતનો નબળો યા જોરેમંદ દરૂજ હોય તેવીજ તેને તોડવાની નાની યા મોટી તરતીબ પણ હોય એ બનવા જોગ છે. હવે મરણ વખતે કે જયારે મુરડાળ શરીરની અઇપીમાં ઘણોજ જોરેમંદ દરૂજ પેદા પડયો છે, ત્યારે તેને રોકવા અને પેલી અઇપીને સ્વચ્છ કરી તેમાં અહૂનું ચલણ ચાલુ કરવા બીજું કોઇ ભણુતર નહિ પણ અહુનવદ ગાથાનું ગેહસારણુંજ આખું એકજ જગાએ થવું જોઇએ.

ગુજરનાર રવાનને સેવટનો મોટામાં મોટો ફાયદો કરનારી આ એક કલાકની ગેહસારણાંની ક્રીયા વટીક આજે કેટલાક કહેવાતા સુધારકોને ગળે ખુંચે છે, અને એ અતી રોકાણવાળા (!) સાહેબોનો વખત બધો બરબાદ જતો હોવાથી તેઓ ગેહસારણું ટુંકું કરવાની સુચનાઓ કરી રહ્યા છે. આવો વાહીયાત બકબકારો કરનારાઓનાં મોંહડાં હમેશના સીવી લેનારી એક અતી અગત્યની ચોપડી જરથોસ્તી ઇલ્મે–ક્નૂમનાં એક અથાક વીદવાન ધર્મ–અભ્યાસી ડો. ફરામરોઝ સોરાબજી ચીનીવાલાની લખેલી, “બુલંદ ગેહસારણાંની ક્રીયા: તેની મહત્વતા અને ખુબીઓ” નામની પ્રગટ થયલી છે, જે જરૂરજ વાંચવાની હું દરેક જરથોસ્તીઓને ખાસ ભલામણ કરૂં છું, કારણ કે એ ચોપડીમાં ગાહેસારણાં તરીકે બીજું કોઇજ ભણતર નહિ પણ ફકત અહુનવદ ગાથાજ કાંય ભણાવો જોઇએ અને તેબી વળી જયાં શબને સચકીને મુકેલું છે ત્યાંજ આખો કાંય ભણાવો જોઇએ, તેની ઉસુલયાતી હકીકત તુલો તવીલ રીતે સમજાવવા ઉપરાંત બીજી અનેક અગત્યની જાણવા જોગ બાબદોનું એમાં અક્કલપસંદ બ્યાન લખાયલું છે.

## લાશનો નીકાલ કરવાની સાયન્ટીફીક રૂઢી-દોખ્મેનશીની.

હવે આપણે લાશનો સેવટનો નીકાલ કરનારી ઉત્તમમાં ઉત્તમ સાયન્ટીફીક જરથોસ્તી રૂઢી દોખ્મેનશીનીની કંઇક બુલંદી જોવાની કોશેશ કરીશું. કેટલાક સાહેબોનું એવું માનવું છે કે, "આ શરીર તો કાદવનું હાલ્લું છે, એ તો એક પોપટનું પીંજરૂં છે અને તેમાંથી જીવ રૂપી પોપટ ઉડી ગયો કે પછી બધું ખલાસ! પછી તે ખાકી ખોલ્યાંને દોખ્મેનશીન કરો, કે ક્રીમેટોરીયમમાં ભુંજો, કે આતશમાં બાળો, યા જમીનમાં દાટો કે પાણીમાં નાંખો તે બધું એકનું એકજ છે. સેવટે તો માટીમાં માટી મળીજ જશે?"

આ જાતના પોતાની માની લીધેલી ફીલસુફીના ફતવાઓ, કુદરતના અચુક કાયદાથી કેટલા બધા ઉલટા અને ખોટા છે, તેનો રવાન અને અનાસર વચ્ચે કેવો બારીક સંબંધ કુદરતમાં રહેલો છે તે જાણવેજ માલમ પડે. આપણે આગલાં પાનાંઓમાં કેહપ-તેવીષી ઉશ્તાનની ઉપીઓનાં બયાનમાં જોઇ ગયા તેમ હોવીયતનાં રૂવાનને લગતો જે ખામીવાલો ભાગ હતો તેની છેલ્લી ૧/૪ ખામી (વોહુન) માંથી કુદરતે આ ખાકી શરીરનાં અનાસરો-પદાર્થ-(matter) ઉભાં કરી તેમાંથી તનુ-ગએથા-અઝદ બનાવી આપેલાં છે, કે જેમાં તે રવાન રહીને અને તે શરીરને યોગ્ય રીતે વાપરીને પોતીકા મીનોઇ અંધકાર દુર કરી, શરીર રૂપી હથ્યારથી બાતેનમાં રહેલી બુરાઇઓને તોડીને પોતીકા ઉંચ ભાગ "**બઓદાંગ**" માં મળવાને લાયકનું થાય.

આવી રીતનો બારીક સંબંધ અનાસર અને રવાન વચ્ચે હોવાને લીધેજ જરથોસ્તી ધર્મમાં ખાસ બધી દરૂજ-પરહેઝની બારીક તરીકતો-ક્રીયાઓ અને રાહ રસમો આપવામાં આવ્યાં છે, કે જેનાં પાલણથી ખાકી શરીરના અનાસરો સુક્ષ્મતામાં આવતાં જઇ નુરમાં મળવાને લાયકના થાય. ત્યારે **અનાસરોની વૃદ્ધિ વગર રવાનની વૃદ્ધિ કદી પણ થઇ શકતીજ નથી એ સીદ્ધાંત જરથોસ્તીઓએ કદીબી ભુલવો નહિ જોઇએ.** અનાસરની કાયદાસરની વ્યવસ્થા ઉપરજ રવાનની વૃદ્ધિનો મુખ્ય આધાર હોવાથી ખાસ જરથોસ્તી દએનમાં એક ગુજરેલાંની લાશને ઠેકાણે પાડવા માટે "દોખ્મે-નશીની" ની ઉત્તમમાં ઉત્તમ સાયન્ટીફીક રૂઢી,—ના, બળવાન તલેસમ-આપવામાં આવી છે, કારણ કે જો એક જરથોસ્તીની લાશને દોખ્મેનશીન નહિ કરતાં જમીનમાં દાટવામાં આવે-યાતો આતશ ઉપર બાળવામાં આવે-અથવા પાણીમાં ડુબાડવામાં આવે, તો કુદરતમાં તેના અનાસરોની ઘણી

ગેર-વ્યવસ્થા થવાથી તેનાં રવાનની વૃદ્ધિનાં માર્ગમાં ભારે ખલલ અને અટકાવ નડે છે.

ત્યારે એક જરથોશ્તીની લાશની વ્યવસ્થા એવી રીતે થવી જોઇએ, કે જેથી તેની લાશ ઝટ વીખેરાઇને તેના અનાસરો ચાહરમની બામદાદે દહમ યઝદને (જેવણુ અનાસરોનાં પાસબાન સાહેબ છે તેવણુને) તાલુકે જાય. જો તેમ નહિ થાય તો તે રૂવાનની "સે-શબ" યાને ત્રણ રાત સુધીનું ગેતી તરફ આકર્ષાવાનું ખેંચાણુ વધુ વખત લંબાયા કરે અને રૂવાનની વૃદ્ધિમાં અટકાવ પડે. લાશને દોખ્મેનશીન કરવાથી, ત્યાંનાં જાનવરો ઝટ વારમાં બધું માંસ ખાઇ જાય છે અને તે પછી તેઓના અધારની મારફતે એ અનાસરો ખુરશેદ યઝદનાં કીરણોથી વરાળરૂપ થઇને ઉપર જઇ શકે છે. દોખ્મું બાંધતી વખતે જે બુલંદ મોતેબર ક્રીયાઓ પાવી અને તાણુંને લગતી કરવામાં આવે છે તેથી ત્યાં એક જાતની જીવતી જાગતી **તલેસમ** ઉભી થાય છે, જે પેલી લાશના જડ શરીરના નસાને પોતાના કશમાં ઘેરીને તેને મારીને ગવમાં બદલે છે, અને એમ જડ મુરદાર તનને વરાળરૂપનું કરી ખાસ્તરરૂપે બદલી ઉપર દહમ તરફ મોકલે છે, અને તેમાં સપડાયલી બધી ભલી પરોપકારી ગતીઓ નામે અઝદ-ગત-કેહર્પનાં ૧૩ થી ૧૬ સુધીનાં ચખ્રો અને તેને લગતું ઉશ્તાન તેવીષી જે બધું ઉપર ઉડી શકે તેવું સુક્ષ્મ છે તેને ટુંક મુદતમાં તેમાંથી છોડાવી ઉપર ઉડાડે છે.

આ ઉપરાંત બીજી અનેક જાતની બાતેન ફીલસુફી અને કાયદાઓનો સમાવેશ આ દોખ્મેનશીનીની બુલંદ જરથોશ્તી રૂઢીમાં સમાયલો છે, જેનું વીગતવાર બ્યાન જેઓ વાંચવા ચાહતા હોય તેઓએ ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી તરફથી પ્રગટ થતાં ત્રીમાસીક પત્ર "**ફ્રશો-ગર્દ**" નાં આગલાં પુસ્તકો નં. ૧૨-૧૩-૧૪-૧૬ અને ૧૯ મેલવીને જરૂર વાંચવાં, અને નહિ તો કે એજ સોસાયટી તરફથી પ્રગટ થયલું એક ચોપાન્યું, જે જરથોશ્તી ધર્મના એક સાચ્ચા અભ્યાસી અને દીલસોઝ સેવક ભલા ડૉ. જહાંગીર મેરવાનજી પાવરી, એમ. બી. બી. એસ. તરફથી "**દોખ્મેનશીનીની બુલંદી:—તેનો એક ઉડતો ખ્યાલ,**" એવાં નામે લખાયલું છે તે જરૂરજ વાંચી જવું.

## ઉરવાનની નૈયતે ગેહેગેહ થવી જોઇતી ન્યાયશ તથા યશત.

હવે લાશને દોખ્મેનશીન કીધા પછી ગેહેગેહ મરનારની નૈયતે ખુરશેદ-મહેરની ન્યાયશ તેમજ અઇવીસ્રુથ્રેમ ગેહમાં રાતની સરોશ

યશ્ત વડી ભણવાનું ફરમાન છે તેની ખુબી જોઇશું. કદાચ કોઇ કહેશે કે ખુરશેદ મહેરની ન્યાયશનો તેમજ રાતની સરોશ યશ્ત વડીનો તરજુમો જોતાં તેમાં તો ગુજરેલાં રવાનને લગતું કંઇપણ ધ્યાન મળતું નથી, તો પછી એ ભણતર ગુજરેલાંની નૈયતે ભણવાથી શો ફાયદો થવાનો? આવી શંકા લઇ જનારાઓએ જાણવું જોઇએ કે માંથ્રવાણીની ખુબી તેના શબ્દાર્થ ઉપરથી નહિ પણ તેને ઉચ્ચારવાથી ઉત્પન્ન થતા સ્તોતો (નાદમાંથી ધ્વનીને કાયદે ઉભા થતા જાતજાતના અણદીઠ રંગો) ને કાયદે જોવાની છે. વળી માંથ્રની બીજી ખુબી આ છે કે જેવા મીથ્ર= યાને વીચારોની ગતી સાથે તેને ભણ્યે તેવી રીતની તેની અસર થાય. જીવતાં જીવત આપણે ખુરશેદ–મહેરની ન્યાયશ એવા મીથ્રથી ભણ્યે છીએ કે જેથી તેનાં સ્તોતો, શમ્સનાં સ્વા યાને ખુરશેદ યઝદનાં અણદીઠ કીરણોની સાથે મળીને આપણાં આ ખાકી શરીરને અખંડ તન્દરોસ્તી ભરેલી હાલતમાં ઉભું રાખી શકે. મરનારની નૈયતે એ ભણતર ભણતી વખતે એવા મીથ્ર રાખવા, જે આ પવીત્ર માંથ્રવાણીનાં સ્તોતોથી "**ખુરશેદ–નેગીરશ્ની**" નો લાભ મરનારનાં દોખ્મે પડેલાં શબને એટલો તો પુર જોશથી મળે, કે જેથી તેનાં શબનાં માંસ, હાડકાં વીગેરે જલદીથી ગળાઇને છુટાં પડી જાય.

સરોશ યશ્ત વડીનું ભણતર ગુજરેલાંની નૈયતે ભણવાનું એટલું બધું તો બુલંદ છે કે વરસો સુધી જો એ ચાલુ રાખ્યું હોય તો રવાન અણદીઠ આલમમાં સરોશની પનાહ પામી વૃદ્ધિના માર્ગમાં આગળ વધી શકે છે. અને પતેતનાં બાબમાં જોઇ ગયા તે મુજબ એ સરોશ યશ્ત વડીના સ્તોતો "વરઝમી" નાં મરકજ ઉપર જમાવ થતી ક્રીયાઓની બધી અસરોને "ગંજીશી, કંગદઝી" ના નીચલા તબક્કાઓને લગતાં મરકજ ઉપર જલદીથી પહોંચાડવામાં મદદ કરે છે.

## ત્રીજી રાતની ઉશહેન ગેહમાં ઇજાતી પાંચ બાજોની સમજ.

ચહારમના દીવસની અગાઉની ત્રીજા દીવસની છેલ્લી ઉશહીન ગેહ એ ગુજર પામેલાં રવાન માટે એક ખરેખરો અની કીંમતી વખત છે, કે જે વખતે તે રવાન આ ખાકી દુન્યા સાથનો તથા દોખ્મેનશીન થયલાં પોતાનાં ખાકી શરીર સાથનો સંબંધ હમેશનો છોડી જવાની તૈયારીમાં રહે છે. આ વખતે અગ્યારી–આતશબહેરામનાં ઉરવીસ ગાહમાં અખંડ શ્યાવ તથા તાંબાનાં વાસણો સાથે ઇજવામાં આવતી પાંચ બાજો—૧—મીનો રામની, ૨—રશ્ને–આશ્તાદની, ૩—(ગુજરનાર

મરદ રવાન હોય તો) મહેર યઝદની, અને (ઓરત હોય તો) મોહોર યઝદની, ૪—સરોશ યઝદની, ૫—અરદા ફ્રવષની—એ પાંચ બાજોની ખુબીથી તે ઉરવાન પોતાનાં નીમ-હોશમાંથી જાગૃત થઇ, અનુશેહી હાલતમાં આવી, યઝદોની માફક હસ્તી-નીસ્તીના ભેદો સમજવાનું ભાન મેલવી, પોતાની ઉપર પડેલી "બદ-દરોશ" ની બેડીને તોડી-પોતીકી રય (ગીનોઇ અંતર જ્ઞાન) જે ૭૨ અસ્પંદીથી વધુની છે તેને પાછી ખોલી શકે છે. હવે આપણે ચાર દીવસોમાંની સઉથી અગત્યની અને મોતેબર "પાદ-રૂઝ" યાને ઉઠમણાંની ક્રીયા વીશે કંઇક જાણવાની કોશેશ કરીશું.

## "પાદ-રૂઝ" યાને ઉઠમણાંની મહાન ક્રિયા—તે કયારે થવી જોઇએ ?

"ઉઠમણું" યાને કે એક રવાને પોતાની અણુદીઠ આલમની "અવ્વલ-મંજલ"=પહેલી મુસાફરી શરૂ કરવા માટે આ ગેતીની દુન્યાથી ઉઠાંગરી કરવાનો વખત, જે માટેની ક્રીયા ખરી રીતે જોતાં ત્રીજા દીવસની ઉજીરન ગેહમાં નહિ પણ ઉષહીન ગેહની બામદાદેજ થવી જોઇએ. અવસ્તા તથા પહેલવી વંદીદાદ તેમજ પહેલવી દાદીસ્તાન-ઇ-દીની નામની કેતાબો ઉપરથી મલતી જે શાહદતો આજે આપણી પાસે મોજુદ છે, તે જોતાં પુરવાર થાય છે કે રવાનનો હોશ જાગૃત થવાનો ખરો વખત તે ત્રીજી રાતની ઉશહીન ગેહની છેલ્લી ૮૦ મીનીટ દરમ્યાનનો છે, જે વખતે તે રૂવાંન પોતાની કરણીનો વળતો બદલો જાણી લેઇને આ દુન્યાથી વીદાય થાય છે. આ માટેનો આપણો પોતીકો પહેલવી-પાઝંદ શબ્દ **"પાદ-રૂઝ"** છે, જેનો અર્થ ગુજર પામેલાં રવાને પોતાની કરણીનો અચુક કુદરતી હીસાબ-શુમાર શું છે તે જાણી લેવાનો વખત એમ થાય છે. આ વખત ગુજર પામનાર રવાન માટે તેની આખી જીંદગીના ચકરાવામાં સર્વેથી વધુ અગત્યનો અને કીંમતી છે, કારણ કે રવાન પોતે તે વખતે પોતે અનેક જીંદગીઓ દરમ્યાન શું શું કીધું તે પુર હોશ સહીત જોઇને પોતાની જાતી-તપાસ self trial લે છે.

આજે આપણામાં આ "પાદ-રૂઝ" યાને ઉઠમણાંની ક્રીયા ત્રીજા દીવસની ઉજીરન તેમ ઉશહીન એમ બન્ને ગેહમાં બે વખત કરવામાં આવે છે તે ખરચાળુ અને બીન જરૂરી છે. ઉપર જોયું તેમ એ ક્રીયા ફકત ઉશહીન ગેહમાં તેના લાયક વખતેજ એક વાર થવી ઘટે છે.

ઉજીરનનું ઉઠમણું તો હીંદુસ્તાનમાં આવ્યા પછી પાછળથી પાછલી રાતે કોઇ ઉંઘમાંથી ઉઠીને આવે નહિ તેથી ઉજીરન ગેહમાં મોટી મીજલસ મેલવવાના અભખરા ખાતર–અને જીવતાંઓની પોતીકી સગવડ સાચવવાનાં સ્વાર્થી હેતુએ દાખલ કરવામાં આવ્યું છે. જો બંને ઉઠમણાં થતાં રહે તો તેમાં રવાનને નુકસાન જેવું ખાસ કંઇ નથી. પણ આજે જેમ દરેક બાબદમાં તેમ આ ઉઠમણાંની ક્રીયાના બાબમાં પણ આપણા સુધારક સાહેબો તરફથી એવી ઉંધી ચલવલ ચલાવવામાં આવી રહી છે કે એ વખતનાં ઉઠમણાંની કંઇ જરૂર નથી માટે પાછલી રાતનું ઉશહીન ગેહનું ઉઠમણું (જે નહી ચુકી શકાય તેવું છે તે) કરવાનું માંડી વાળી ફકત એકજ વખત ઉજીરન ગેહમાં એ ક્રીયા કરાવવી. આ તો પેલા કહે તેમ ખરૂં નક્કર સોનું જતું મુકી ઢોલ ચહડાવેલાં પીત્તળને પકડી રાખવા જેવો હીસાબ થયો! આપણી દીની કેતાબોની અચુક શાહદતો મુજબ આજના દસ્તુરો તથા મોબેદો અને અવસ્તા પહેલવી અભ્યાસીઓની ખરી ગંભીર ફરજ તો, ઉજીરનનું બીન જરૂરી ઉઠમણું બંધ કરાવી, પાછલી રાતનું ઉશહીન ગેહનું ઉઠમણુંજ ગમે તેવા સંજોગોમાં ચાલુજ રાખવા માટે કોમનાં નરનારીઓને સમજાવવામાં સમાયલી છે, **કારણ કે પાછલી રાતનું બર–વકતનું ઉઠમણુ નહિ કીધાથી તે રવાનને જે કીમતી મદદ માંથ્ર તથા મીથ્રના સ્તોતની તથા ક્રીયાના જોશની મળવી જોઇએ, તે નહિ આપ્યાથી બાપડું તે લાચાર રવાન અતીષય દુખી થાય છે.**

આ "પાદ–રૂઝ" યાને ઉઠમણાંની ક્રીયાના મુખ્ય ત્રણ વીભાગો છે, જેમાંનો પહેલો "ધુપ નીરંગ યા ધુપસારણાં" ના પાજંદ ભણતરનો છે; બીજો "સોશ" યાને ગાહે ભણાવવાને લગતો છે; અને ત્રીજો "પાયેહ–મોજદ" યાને રવાનનાં પ્યારને ખાતર લેવાની ફરજ સંબંધીનો છે. આ ત્રણ વીભાગોની વીગત આપણે હવે ટુંકમાં તપાસીશું.

## ધુપસારણું યાને ધુપનીરંગની ક્રીયાનું પાજંદ ભણતર.

ઉશહીન ગેહની છેલ્લી ૮૦ મીનીટ કે જે વખતેજ ગુજરેલાં રવાનનો હોશ જાગૃત થાય છે, તે વખતેજ પાદ–રૂઝ યાને ઉઠમણાંની ક્રીયાનો પહેલો ભાગ જે ધુપસારણાંનો છે તે શરૂ થવો જોઇએ. આ ધુપસારણાનું ભણતર પાજંદમાં રચાયલું છે માટે જ્યારે જોતી થયલા મોબેદ સાહેબ પોતાના સુરીલા કુશાદે અવાજે તે ભણતર ધીરે ધીરે લલકારે, ત્યારે મીજલસમાં સામેલ થયલાં દરેક નરનારીઓએ એક ચીતે

એ ભણુતરને લગતા ખાસ મીથ્રમાં લીન રહી, તે રવાન પોતાને લાગેલા ગુનાહોના પાસમાંથી મુકત થઇ-બીજાં આગલ વધેલાં રવાનોની યારી મેળવી બોખ્તગી તરફ આગલ વધે, અને ચીનવત પુલ પસાર કરી દાદારે-ગેહાંનમાં દાખલ થાય, અને જો તે રવાન "સજા" નું યાને કે "તનાસક" નું (ફરી જન્મ લેનારૂં) હોય, તો તે કુદરતના નીર્માણ થયલા વખતે આ ગેતી ઉપર ભલા જરથોશ્તી તરીકે ઉંચ ખેરદ બાંધીને ઉતરે, જે બધા અઇયામમાં અશો સરોશ યઝદ તેની રહેબરી કરે!— આવી રીતના બુલંદ મીથ્રોમાં મોબેદ સાહેબોએ તેમજ તમામ મીજલસીઓએ મશગુલ રહી તે રવાનને તેની અવ્વલ મંઝલ મુબારક ઇચ્છવી જોઇએ.

## "સોશ" યાને "ગાહે (ગાય)" ભણાવવી એટલે શું?

ધુપસારણાંની ક્રીયા પુરી થવા બાદ "સોશ" યાને "ગાહે" ભણાવવાની ક્રીયા કરવામાં આવે છે, જેમાં ગુજરનારના પોતીકો ખુનનો દીકરો હોય તો તે અને નહિ હોય તો કોઇ નજદીકનાં ખેશીનો દીકરો મરનારની નૈયતે લોબાંન મુકી તેને માટે ચાલુ ઘટતું ક્રીયાકામ કરાવવાની ફરજ પોતાને માથે લઇ તે બરોબર રીતે અદા કરવાનો કોલ આપે છે, જેથી તે રવાનને ઘણીજ શાંતી મલે છે, કારણ કે તેના આત્માને લગતો બુલંદ વહીવટ કરનારને તે ગુજર પામનાર રૂવાન "પાદ-રૂઝ" ના વખતથી પોતાનો spiritual executor મીનોઇ મતાનો વહીવટદાર તરીકે પીછાણી લે છે. આ ફરજ લેનાર જો પોતે આપેલો કોલ બરોબર રીતે સચ્ચાઇથી અદા કરે તો તેની ઉપર પેલાં રવાનનાં ભલા આશીશો હરદમ ઉતરતા રહેવે તે દરેક રીતે આબાદ અને સુખી થાય છે. "પાદ-રૂઝ" માં ભણાયલી ચીજો જેવી કે સુદરેહ-કુશ્તી-કેરબાની તસ્બીહ-વીંટી-અને છરી તે ફરજ લેનારને આપવામાં આવે છે, એવી મતલબથી કે જયારે બી તે એ ચીજો વાપરે ત્યારે તેને પોતે લીધેલી ફરજ અદા કરી પોતાનો કોલ પાલવાનું ચાલુ ભાન થયા કરે. આ "ગાહે" ભણાવવાની ક્રીયા જે ખાસ અગત્યની છે અને જે દરેક મરદ કે ઓરતના બાબમાં થવીજ જોઇએ-એટલે સુધી કે જો પોતાનો દીકરો કે કોઇ નજદીકનાં ખેશીનો દીકરો બી નહિ હોય તો લાચારીએ કોઇબી નજદીકનાં ખેશી મરદ યા ઉમરે પુગેલાં બાનુએ વટીક આ ફરજ લેવી ઘટે છે-તેને આપણામાં હાલ "ગાય" ભણાવવી (ગાહેનું બગડેલું રૂપ 'ગાય' શબ્દ છે) તરીકે ઓલખે છે.

## સંસારમાં પડી ભલાં નેક ફરજંદોની વૃદ્ધિ કરવાની જરથોશતીઓની ફરજ.

મરનારનો પાલક કરી આપવાનો આ રીવાજ આપણને ફરજંદની અગત્યતા, અને સંસારી જીંદગી ગુજારવામાંજ કોમ તથા ધર્મની પારસાની સમાયલી છે તે બાબદ ઉપર લઇ જાય છે. જરથોશ્તી ધર્મની અંદર સાધારણ શખ્સથી માંડીને કોમના વડા દસ્તુરાંન દસ્તુર સુદ્ધાંને લાયક ઉમરે લગનના પવીત્ર ગાંઠથી જોડાઇ સંસારમાં પડી ભલાં અને નેક ફરજંદોની વૃદ્ધિ કરવાનું ખાસ ફરમાન છે. દાદાર અહુરમઝદ પોતે એક કુંવારા શખ્સ કરતાં પરણેલાને, અને પરણેલા કરતાં ઘણાં ફરઝંદ ધરાવનાર શખ્સને વધુ પસંદ કરે છે એમ આપણાં ધર્મમાં લખેલું છે. આ બાબદને વધુ ટેકો આપનારાં જુદાં જુદાં લખાણો આપણને અવસ્તા તથા પાજંદ ભણતરોમાં મલે છે, જેમાંનાં થોડાંક નીચે આપ્યાં છે;—

લગનનાં આશીરવાદ સારતી વખતે જે દુવા તનદુરસ્તી મોબેદ સાહેબો સેવટે ભણે છે, તેમાં પરણતાં જોડાંને દુવા ગુજારે છે કે:—

"**પએવંદ રવશ્નીહ, ફરજંદ ઝાયશ્નીહ, દેર-પતાયશનીહ જીવશ્નીહ બાદ!** એટલે કે (તમોને) કાયદાસર જોફતન (યાને સંસાર ભોગવવો), **ફરજંદોનું પેદા પડવું**, તથા લાંબી કાયમી સાથની જીંદગી હોજો!

"**ચીથ્રેમ બુયાત**" ની પાજંદ સેતાયશના ત્રીજા ફકરામાં લગનના ગાંઠની મોતેબરી તથા અગત્યતા નીચે મુજબ દર્શાવવામાં આવી છે:—

"**——હર કે રા જન વ ફરજંદ હસ્ત દેર-જીવાદ, દેર પતાએ માહમાન બાદ! હર કે રા નીસ્ત, યજદાંન બરહેનાદ ઓશ દેહાદ, તા સદ-ઓ પંજાહ સાલાંન પસ અજ સદ ઓ પંજાહ સાલાંન પદવંદ-ઇ-સઓશ્યોસ ફીરોજગર પદવંદયાદ!**"

"જે કોઇનેબી **બાયડી તથા છોકરાં હોય તેઓને લાંબો વખત જીવાડજો** અને લાંબી કાયમી સુધી તેઓ મહેમાન થાઓ! જે કોઇને નહી હોય, તેને યજદો પેદા કરે અને તેને આપે, જેથી એકસોને પચાસ વરસ, અને એકસોને પચાસ વરસની પછી ફતેહમંદ સોશ્યોસનું પેવંદ (ઓલાદના સીલસીલાથી) જોડાયલું રહો."

ત્રીસે રોજની પાજંદ સેતાયશોમાંની એક "આવાં" ની સેતાયશમાં આવાં અરદવીસુર બાનુની તારીફમાં જણાવ્યું છે કેઃ—

**"કેત આમીજ ઇ નરાન વ વકદાન દોરોસ્ત વ પાકદારી; કે–શ ખુન વ રીમન ગોમીખ્તેદ, કે–શ ફરજંદ જાયશ્ન અજ–શ બેદ."**

યાને કે "તું (આવાં) મરદો તથા સ્ત્રીઓની મનીને સાફ અને સ્વચ્છ રાખનાર છે; અને જે લોહી તથા મનીનો મેળાપ કરાવે છે, કેમજે ફરજંદોનું જન્મવું તેનેથી હોય છે."

પાજંદ "**આફ્રીન બા નામે બુજોર્ગાંન**" ની સેવટે દુવા ગુજારવામાં આવે છે કેઃ—

**"નર અશો ફ્રજંદ જાયાદ, કે અઇરાન દારાદ, નાંમ બરાદ, દુશ્મન જનાદ, વ દૂદ અફ્રોજાદ વ દરૂદ!"**

યાને કે (જરથોસ્તીઓને ત્યાં) "**અશો નર ફરજંદો જન્મ પામો,** જેઓ ઇરાન કાયમ રાખે, નામદાર થાય, દુશ્મનને મારે અને ખાનદાન તથા શાંતીને વધારનાર થાય."

પહેલવી દીનકર્દમાં એક ઠેકાણે કહે છે કે;—"'તને–પસીન' નાં અઇયામ માટેની મોટી ફરજ આ છે કે વખતસર શાદી લગન કરે અને **બચ્ચાં માટે ખાહેશ** રાખે અને પોતાની ઓલાદ ચાલુ રાખે."

**આતશ ન્યાયેશ** તથા **અહુમાઇ રએશ્ચ**ની બંદગીમાં "આસ્નામ–ચિત **ફ્રઝઇન્તીમ**" યાને "આસ્નીદેહ ખેરદ સાથનું કુદરતી ડહાપણ ધરાવનારૂં **ફરજંદ**" માંગવામાં આવે છે. "**ઝન્દ**"=જન્મવું અને **ફ્ર**=આગલ (Forth). ત્યારે જે કાંઇ જન્મીને વૃદ્ધિમાં આગલ વધારે–ચીનવત પસાર કરાવે–તેને ફરઝંદ કહે છે. પછી તે સંસારના પવીત્ર ગાંઠનું બરપા થયલું ફરઝંદ હોય કે દરેક ઇનસાનની આસ્ન (ખેરદ) નું બંધાયલું કેરદારરૂપી ફરઝંદ હોય. આવીજ બુલંદ બેવડી મતલબથી પાજંદ આફ્રીનમાં દુવા દેવામાં આવે છે કે;—

**"કેરા ઝન આવાયદ, ઝન બાદ; કેરા ફરઝંન્દ આવાયદ, ફરઝન્દ બાદ; ગેતીહા અએદુન બાદ ચુન તન કામ અંદર ફારૂનીહ; મીનોઇ હા અએદુન બાદ ચુન રવાન કામ અંદર અશોઇહ."**

યાને કે "જેને ઝન ઘટતી હોય તેને ઝન હોજો; જેને ફરઝન્દ ઘટતું હોય તેને ફરઝન્દ હોજો; બાકી રીતે એવું બનજો કે જ્યાં તનની

ખાહેશ મીનોઇ વૃદ્ધિની હોય, અને મીનોઇ રીતે એવું બનજો કે જ્યાં રવાનની ખાહેશ અશોઇ તરફની હોય." (હયાં ઝન અને ફ્રઝન્દ જાહેર અને બાતેન રીતનાં રહે છે તેનો ઇશારો છે.)

સૃષ્ટી રચનાના પ્લાનમાં દાદાર અહુરમઝદની જે નેમ કે ખામી-વાળાં રૂવાનોને પોતાની ખામી દુર કરવા માટે ગેતીમાં ઇનસાન તરીકે તેમજ બીજી નીચલી પેદાયશોમાં ઉતારવાં તે નેમમાં મુખ્ય મદદ કરનારો કાયદો તે લગનનો છે, કે જેનાં પવીત્ર ગાંઠથી મરદ અને ઓરત એક થઇ પોતામાંથી એક નવું ફ્રરજંદ ઉત્પન્ન કરી તે સાહેબની નેમમાં હમશરીક થાય છે. આવી રીતે ૮૧,૦૦૦ વરસનાં અનેક જરવાને-દરેધો-ખદાતને ચલાવીને "ફ્રશો-ગર્દ" નાં અઇયામ સુધી "પએવંદ પદ્દવંદીયાદ" યાને સીલસીલો (concatenation) જારી રાખવામાં ફ્રરજંદની વૃદ્ધિ કરવી ખાસ જરૂરી છે એમ આપણે જોઇ શકીએ છીએ. તેજ કારણુસર વંદીદાદમાં એક મગવ કરતાં એક સંસારી બાળબચ્ચાંવાળા શખ્સને દાદાર અહુરમઝદ વધુજ પસંદગી આપતા ચીતારાયલા છે.

## કોમમાં નરનારીઓને આજે ઉઘાડે છોગે અપાતું બર્થ-કંટ્રોલનું સેતાનીક શીક્ષણ.

પેગામ્બર સાહેબનાં આવવાની આગમજ "માજઇની" યાને માજદરાનના બુરા દેવો એવું ઇચ્છતા હતા કે ગેતી ઉપર એકબી ઇન-સાન જીવી શકેજ નહિ. આ માટે તેઓ પોતાની અફ્સુન=જાદુગીરી ચલાવીને અનાસરોમાં અમુક પ્રકારના ફેરફારો કરીને હવાને ઘટ બનાવી થંબ કરી મુકતા, કે જેથી ઇનસાનો તેવી હવાને દમમાં લઇ નહિ શકવે તેઓ આપોઆપ મરણ પામે. કોમનાં પરણેલાં નરનારીઓને જે કેટલાક સુધરેલા સાહેબો પશ્ચીમના વીલાયતી સંસારની નકલ કરીને બર્થ-કંટ્રોલ (birth-control) નું ઘણુંજ અધર્મી તેમજ અનીતીમાન શીક્ષણ "પારસી માતાહીન તથા બાળહીન કલીનીકો" નાં ભપકા ભર્યાં નામ હેઠળ છડેચોક આપી રહ્યા છે, તેઓ આ "માજઇની" દેવોનું બીજું રૂપ છે એમ કહેવું ઇલ્મ્યતથી જોતાં ખોટું નથી.

આગલાં જરથોસ્તી નરનારીઓ પોતાનાં હવસો ઉપર સંપૂર્ણ કાબુ રાખીને ફ્રરઝંદ-પ્રાપ્તીની ખાહેશને ખાતરજ યોગ્ય વખતે સંસારનો ભોગવટો કરી કુટુંબને-કોમને-ધર્મને-દેશને અને દુન્યાને દીપાવનારાં ભલાં ફ્રરઝંદો પેદા કરતાં હતાં. આવી રીતે હઝારો વરસો ઉપર જેને આજે eugenics ની સાયન્સ કહે છે યાને કે ભલાં બુદ્ધીશાળી ફ્રરઝંદો

પેદા કરવાની વિદ્યા કહે છે તે વિદ્યા માઝદયસ્ની જરથોસ્તી દએનથી પ્રગતી પામી હતી. આ (self-control) જાતી-સ્વકાબુની ઉત્તમ રૂઢી છોડી દઇને, જેમ ગમે તેમ કુતરાં-બીલાડાંની માફક વગર અંકોશે હવસોના ભોગવટા કરી તેનાં પરીણામ (ફરઝંદોના જન્મ) માંથી છટકી જવાની બાઝી આજે છડેચોક નફ્ટ નાકે અને બેહયાપણે કોમની શારીરીક અને આર્થીક ઉન્નતીને નામે ચાલી રહી છે, પણ એ બર્થ-કંટ્રોલની બદીથી જરથોસ્તી કોમનો કેવો નાશ થઇ રહ્યો છે અને હજુર પછીબી થશે તે કોઇને દેખાતું નથી.

## બર્થ-કંટ્રોલની બદી સામે પશ્ચીમના એક વીદવાન પાદરીના ધુજારો.

ખુદ પશ્ચીમની અંદર એ બર્થ-કન્ટ્રોલનાં વધી ગયલા પ્રચારથી કેવી ખાનાખરાબી થઇ રહી છે, અને ત્યાંનો વીલાયતી સંસાર નીતી-રીતીમાં કેટલી બધી હદ સુધી ગબડતો જાય છે, તેનો ખ્યાલ આપનારા થોડાક ફકરાઓ હું નીચે રજુ કરૂં છું, જે ત્યાંનાં ખ્રીસ્તી ધર્મના કેથલીક પંથના એક નામાંકીત ધર્મગુરૂ-વકતા અને સ્કોલર **"રેવરંડ ફાધર ઉડલોક"** એ બાબદ ઉપર લખેલા એક લેખમાંથી લીધેલા છે. આશા છે કે એ વાંચીને જરા જરામાં પશ્ચીમનીજ વાંદર નકલ કરનારા સાહેબો પોતે તેમ કરવામાં કેવો ભવિષ્યનો જોખમ ખેડે છે તેનો ખ્યાલ કરી ચેતેલા રહેશે અને આપણી કોમનો નાશ લાવતા અટકશે.

રેવરંડ ફાધર ઉડલોક જણાવે છે કે:—

"હું એક ધર્મગુરૂ તરીકે સઘળા વર્ગના વીચારોના અને વયના આસામીઓના સમાગમમાં આવું છું. ઉંચ આદર્શ ધરાવનારા જુવાન મરદો અને સ્ત્રીઓ, જેઓ પોતાનાં જીવનની નેમ ડાન્સીંગ કરવામાં અને કોકટેલની મઝાહ ચાખવામાં કે હાલમાં ઉભરી નીકળેલું **જાતી સંબંધી નવું છુટાપણું ભોગવવામાં** સમાયલી નથી એમ સમજે છે, તેઓ સાથ સમાગમમાં આવવામાં હું માન સમજું છું.

"પણ તેમ બીજા એવા ઘણાઓ છે કે જેઓને ધર્મનો ખ્યાલ વટીક નથી, જેઓ સંસાર મંડળના કાયદાઓનાં બંધનને તોડવામાં વડાઇ લે છે, અને **સાચ્ચાં નીતીમાન જીવનને રસકસ વગરનું** ગણે છે. વળી આપણી વસ્તીના બહુ મોટા ભાગે **નીતીરીતી જાળવવાના જુના જમાનાના ઉંચ સીદ્ધાંતો તજી દીધાં છે.** ખુદાના આ નૈતીક કાયદા ત્યાગ કરનારાઓમાં માત્ર શ્રીમંત વર્ગજ નહિ

પણ પ્રજાના કાંઠા જેવો મધ્યમ વર્ગ વગીક સામેલ થયલો છે, **કે જે વર્ગ લડાઇની અગાઉના જમાનામાં લગનની મોતેબરીના ઉંચ આદર્શોમાં માનનારો હતો.**

"હું ધારૂં છું કે આ બધાં માટે હોલીઉડ (સીનેમા ફીલમો બનાવવાનું મુખ્ય મથક) ઠપકા પાત્ર છે. **આજના જમાનામાં સીનેમા સારી યા માઠી અસર નીપજાવવાની જબરી શકિત ધરાવે છે.** અમેરીકામાં તેમજ ઇંગ્લંડમાં પણ 'પીકચર્ઝ' મોટાં પ્રમાણમાં પ્રજાનાં જીવનનો એક અગત્યનો ભાગ થઇ પડયો છે. તે એટલે સુધી કે છોકરાંઓને **'મુવીમેડ ચીલડ્રન'** ની ઉપમા આપવામાં આવે છે, સબબ આજનાં જુવાન્યાઓ જીવન સંબંધી કલ્ચર અને ખ્યાલો સીનેમાના પીકચરો જોઇનેજ ખીલવતા માલમ પડે છે. આજ સુધીમાં **હોલીઉડના પીકચરોએ જે શીક્ષણ આપ્યું છે તે તદ્દન ખોટું અને જાહેર નીતીરીતીને તદ્દન નીચી સપાટીએ ગબડાવી દેનારૂં છે.**

"આવાં ચીત્રો જોવાથી આગલા વખતમાં જે કમકમાટ ઉત્પન્ન થતો હતો, તે હાલ પ્રગટી નીકળતો નથી. **નૈતીક અને સંસારી ગુનાહ તરફ હાલ આંખ વીચામણાં કરવામાં આવે છે.** એક વીદવાન લેખકે વાજબીજ રીતે કહ્યું છે કે આજના વખતમાં જુવાન્યાઓ નીતી સંબંધી સીદ્ધાંતોને મચક આપતાજ નથી. તેથી હાલના જુવાન જીવડાઓ એવી વર્તણુક ચલાવે છે કે જેને તેમના મમાવા બપાવાઓ ગોયા મોટાંમાં મોટાં પાપ સમાન ગણુતા હતા. કેટલાક "ચારમીંગ" આસામીઓ જેમ દારૂ પીવામાં ખોટું માનતા નથી, **તેમ લગાર ઇશ્કબાજીમાં પડવામાં પણ કંઈ વાંધાભર્યું જોતા નથી.** તેઓ એવું વીચારે છે કે 'એમાં શું થયું?' એ કામથી તેઓ પોતાને યા સંસાર મંડળને કાંઇ નુકસાન કરતા હોય એવું માનતાએ નથી. એ કામને 'બુઢા બુબખો' કાંય વખોડી કહાડતા હશે તેનું કારણ તેઓ જોઇ શકતા નથી. **તેઓ તેને પાપ લેખતા નથી.**

"અલબતાં આજની ઓલાદને ઉછેરવાની રીતીજ ખોટી અને ઠપકાને પાત્ર છે. **લાખો જુવાનોને ધર્મનાં સીદ્ધાંતોના આદર્શનાં અજ્ઞાનપણામાં અને દેવળોના સહેજ પણ સમાગમમાં લાવ્યા વીના ઉછેરવામાં આવે છે.** હું નહિ ધારતો કે ઉમરે પુગેલાં આસામીઓની વસ્તીનો દશ ટકા જેટલો ભાગ પણ હાલમાં દેવળમાં બંદગી કરવા જતો હોય—સીવાયકે મરણુ ટાંકણે, યા લગન અથવા બેપ્ટીઝમની ક્રીયા પ્રસંગે જતાં હોય તે માફ!

**"અગાઉનાં જેવું કુટુંબી જીવન આજે રહ્યું નથી, સબબ કુટુંબો થોડાં રહ્યાં છે. લગનને માતપીતા તરીકેની જોખમદારી માથે લેવાનાં સાધન તરીકે ગણવાને બદલે આજના જુવાન્યાઓ તો લગનને મોજશોખનાં (હવસો તૃપ્ત કરવાનાં) સાધન મીસાલ લેખે છે. સ્ત્રીઓ માતા થવાની ધારણા વગર ધણીયાણી થાય છે; અને તેથી જેમ રોમ અને ગ્રીસ દેશો 'જાતી આપઘાત' થી તારાજ થયાં તેજ માફક આપણી પ્રજા પણ એજ દરદથી પીડાઇને મરતી દેખાય છે,** અને વધારે ધ્યાન દેવા જોગ તો એ છે કે બળવાન ઓલાદ ઉત્પન્ન કરવા માટેની Eugenics 'યુજેનીકસ' પદ્ધતીથી જન્મતાં બાળકોની ઓલાદનો વધારે જલદીથી આંકો આવી જાય છે. **આજના વખતમાં ૧૮ વર્ષના છોકરા છોકરીઓ માંહેલા થોડાઓજ 'બર્થ-કન્ટ્રોલ' યાને અનીતીના પરીણામમાંથી છટકવાથી બીન માહીતગાર હશે."**

પોતાના લેખની સેવટમાં રેવરંડ ફાધર ઉડલોક લાગણીપુર્વક જણાવે છે કે, **"જયાંસુધી ધર્મનાં સદ્દગુણી સીદ્ધાંતો ઉપરનો અસલ ઇતબાર પ્રજાના મોટા જથ્થાનાં દીલમાં પાછો મજબુતી પકડે નહિ, ત્યાંસુધી ઇંગ્લન્ડના આત્માની જાળવણી બાબે મને જરાએ આશા નથી.** ઇનસાને પોતાનું અંગત જીવન ડીસીપ્લીનને આધીન રાખવુંજ જોઇએ; અને તે જો **પોતાના પયગમ્બરનાં ફરમાનો મુજબ અંતકરણપુર્વક અમલ કરશે તો અંગત ભોગે કુટુંબી જીંદગી ગુજારવાની લાગણી બરપા થશે.** તેઓ ધર્મનાં ફરમાનોને માન આપીને સ્વચ્છ નીતીમાન જીંદગી ગુજારવાથી પોતાની આયંદે સરજતને પોહોંચી શકશે, **અને આ દુન્યામાં સુખ અને મીનાઈમાં બહેશ્ત મેળવશે!"**

બર્થ-કન્ટ્રોલની તેમજ બીજા વાહીયાત સુધારાઓની બદી વીશે ખુદ પશ્ચીમના એક નામાંકીત ધર્મગુરૂનાં વીચારો જાણ્યા પછી, એ બાબદમાં ખુદ આપણાં દેશનાં દાનાવ શખ્સો શું કહે છે તે હવે જોઇશું.

અઠવાડીક પારસી-પત્ર "કયસરે-હીંદ" કે જે સુધારક પક્ષનું વાજીંત્ર બની પારસી કોમને "બર્થ-કન્ટ્રોલ" કરવાની ગેર-સલાહ આપવા માટે જાણીતું થયલું છે, તેજ પત્રનાં તા. ૧૦ મી એપ્રીલ ૧૯૩૮ નાં અંકમાં ૬૪ મે પાને, દુન્યાદારીનો પાકટ અનુભવ ધરાવનારા અને પુરાણી સંસ્કૃતીની બુલંદી પીછાણનારા તેના એક વીદવાન અને બાહોશ લેખકે "બર્થ-કન્ટ્રોલની બદી" સંબંધી જે ઉમદા શબ્દો

લખ્યા છે તે અત્રે પાછા રજુ કરવાની લાલચ હું થોભાવી શકતો નથી, અને તે નીચે મુજબ છે:—

**બર્થ-કન્ટ્રોલથી બઇરાંઓનાં તન અને મન બન્ને બગડે છે એવી વાતો હવે ડાકટરો કરે છે.**

"વેલાયત હવે 'બર્થ-કન્ટ્રોલ' થી કંટાળ્યું દેખાય છે. મોટા અનુભવી ડાકટરોનો મત એક થાય છે કે બઇરાંઓને બર્થ-કન્ટ્રોલથી ફાયદા થવાને બદલે સામું નુકશાન થાય છે. બર્થ-કન્ટ્રોલથી યાને સંતતીનીયમનથી સ્ત્રીઓનાં તન અને મન બન્ને ઉપર ઘણીજ માઠી અસર થાય છે. **બાળકોની થતી કુદરતી આયાત પરાણે અટકાવવા જતાં, અને ચહાઇ ચલાવી કુદરતે માતા થવા નીર્માણ કરેલી સ્ત્રીને પરાણે વાંઝણી રાખવા જતાં, નથી તે સ્ત્રી રહેતી કે નથી તે પુરૂષ સરખી બનતી. પરીણામે તે બધી રીતે નહીં ઘરની નહીં ઘાટની થઇ બહુ દુ:ખી થાય છે.** અને તનની વ્યાધીઓ ઉપરાંત મનની અનેક વ્યાધીઓથી તે પાછલી ઉમ્મરમાં પીડાય છે. માટે બર્થ-કન્ટ્રોલથી પોતાની જવાની ટકાવવા ફાંફાં મારતી સ્ત્રીઓએ ઝટ ચેતવું સારૂં, નહીં તો ચાલી ગયલી જવાની અને તુટેલી કે બગડેલી તંદુ:રસ્તી ફરી પાછી નહીંજ આવે. **સ્ત્રીએ તો ઘણાં છોકરાંઓની માતા થઇ, એક નમુનારૂપ પત્ની થઇ, એક સાચ્ચી ગૃહીણી બની મરવું સારૂં. પણ પરાણે વાંઝણી બની વૃદ્ધાવસ્થામાં દુ:ખી જીવન ગાળવું ખોટું.** કારણ કુદરતનું વેર જેવું તેવું નથી. સ્ત્રી તો કુદરતનું એક ફુલ છે, નાજુક વેલ છે. તેને કુદરતે કોમળ કાયા, મધુર વાણી, તેજસ્વી આંખો, ઝીણી બુદ્ધી, નમ્રતા, માતૃભાવ, સેવાવૃત્તી, ચંચળતા, ચપળતા વીગેરે અનેક ગુણોથી વીભુષીત કરી છે, તે છતાં પોતાના કુદરતી ગુણો મારીને પુરૂષની સમોવડી થવાના ફાંફાં મારતી સ્ત્રીઓ **પુરૂષોમાં તો નીંદાય છેજ પણ સ્ત્રીઓમાંય હીણાય છે. માટે સ્ત્રીએ સ્ત્રી થઇનેજ રહેવું વધુ યોગ્ય છે."**

"કયસરે-હીંદ તા. ૧૦-૪-૩૮, પાનું ૬૪.

આ ઉપરાંત મુંબઇમાં મળેલી અખિલ હિંદ વસ્તી પરિષદની અને કુટુંબિક આરોગ્ય સંરક્ષણુ શાસ્ત્ર સંમેલનની બેઠકમાં સંતતિ-નિયમન (Birth-Control) અને તેની સાથે સંબંધ ધરાવતા પ્રશ્નોની ચર્ચા ચાલી હતી અને તે વીષે નિબંધો વંચાયાં હતા. એ બાબદ ઉપર ટીકા

કરતાં મુંબઇનું પુરાણું રોજીંદુ પત્ર "મુબઇ સમાચાર" પોતાની એક લીડર (અધીપતી તરફથી લખાયલી મુખ્ય આરટીકલ) માં, **"વધતી જતી વસ્તીનો સાચો ઉપાય સંતતિ-નિયમન નહિ પણ સંયમ (Self-Control) છે,"** એમ જાહેર કરતાં જે ઉમદા વીચારો દર્શાવે છે તે નીચે મુજબ છે:—

"મુંબઇના વડા પ્રધાન ઓનરેબલ શ્રી. ખેરે ટાઉન હોલમાં વસ્તી પરિષદ અને આરોગ્ય સંમેલનનું મંગળાચરણ કરતાં જણાવ્યું છે તેમ **વસ્તી વધતીજ અટકાવવીજ હોય તો તે માટે સૌથી સરસ ઉપાય સંયમનો છે, અને સંયમ માટે હિંદે પશ્ચિમમાં જવાનું નથી પણ પશ્ચિમે હિંદને ચરણે બેસી શીખવાનું છે.** આર્ય પ્રજાનાં શાસ્ત્રોમાં સંયમ પર ખાસ ભાર મુકવામાં આવ્યો છે. યુવતિને ગર્ભ રહે, તે બાળકને જન્મ આપે અને તે બાળક અન્ન ખાતું થાય ત્યાં સુધી તે યુવતિને બાળકની માતા ગણી તેની સંભાળ લેવામાં આવે અને અમુક દિવસોએ સંયમ પાળવામાં આવે તો અત્યારે જીવડાં અને કીડાની માફક બાળકો જન્મે છે તે ન જન્મે, પણ તે માટે પશ્ચિમના સંતતિ નિયમનની રીતિનીતિ ખપ લાગવાની નથી પણ આર્યોનો સંયમ ઉપયોગી થઇ પડશે, પરંતુ ખરી વાત એ છે કે યુવાન અને યુવતિઓએ વિષયના વાંદરા બની સંસાર માંડવો છે પણ તેની જવાબદારી લેવી નથી. સંસાર સુખ ભોગવવું હોય એટલે કે વિષય વાસનાને તૃપ્ત કરવી હોય પણ સંતતિ ઉત્પન્ન થતી અટકાવવા માટે રબર અને ટોટી વીગેરેના પ્રયોગો અજમાવવા હોય તો **તેથી ભલે સંતતી ન થાય પણ પુરૂષ અને સ્ત્રી બંનેના શરીર તો જરૂર ઘસાઈ પિસાઇ જશે.** કૃતિમ ઉપચારો અને પ્રયોગથી સ્ત્રીને ભલે સુવાવડ ન આવે પણ અમુક ઉપાયથી સુવાવડ નથી આવતી એવી ખાત્રી થતાં સ્ત્રી તેમજ પુરૂષ વધુ વિષયી બનશે અને શારીરિક સંપતિનું અત્યારે વાળે છે તે કરતાં વિશેષ સત્યાનાશ વાળશે. વળી સંતતિ નિયમનના કૃત્રિમ ઉપાયથી અમુક રોગ થવાનો તેમજ નીતિ નબળી પડવાનો અને વિના સંકોચે દુરાચાર ચાલવાનો પણ ભય રહે છે.

આપણે ઇચ્છીશું કે હિંદમાંના સંતતિ નિયમનના હિમાયતિઓ કૃત્રિમ ઉપાયો લેવાને બદલે સંયમ પાળવાનો બોધ કરે અને પશ્ચિમનું આંધળું અનુકરણ કરી શરીરનું સત્યાનાશ વાળતા અટકે."

તા. ૨૦–૪–૩૮ ની મુંબઇ સમાચારની લીડર,

## લગન અને તેનો હેતુ.

"રથેશ્તાર" અઠવાડીક તરફથી નીકલતાં "જાતિ બોધ" નામનાં માસીકનાં મે ૧૯૩૯ ના અંકમાં "લગન અને તેનો હેતુ" એ મથાળાં હેઠળ લખાયલી આરટીકલમાં તેનો "ભાસ્કર" નામનો લેખક જણાવે છે કે;—

"દુન્યામાં કુદરત પોતાનો તમામ વહેવાર, પોતાનો એક અખંડ સીલસીલો–"**બીજ**" ની મારફતે ચાલુ રાખવા માગે છે. તેનું આ કાર્ય કશો પણ ભંગ થવા વગર ચાલુ રહે એ હેતુથી "પરસ્પરનાં ખેંચાણુ" જેવી કોઇ શકતી કુદરતે પોતાની પેદાએશમાં મુકી છે, કે જે પરસ્પરનું ખેંચાણુ ઇનસાનને લગન કરવાના વીચાર તરફ લઇ જાય છે, અને તે વીચારમાં કુદરત સાથે સહકાર કરવાનો વીચાર પણ જોડાયલો હોય છે. આ વીચારના પરીણામે પરણતાં સ્ત્રીપુરૂષો પોતાનાં લગન થવા પછી પોતાને ત્યાં બાળકો ઉત્પન્ન કરવાની ઇચ્છા ધરાવે છે કે જે ઇચ્છા કુદરતી છે.

"——એ સઘળું છતાં આજના નવયુગમાં કે જ્યારે કેટલાંક માણસો '**બનાવટી જીવન**' તરફ વધારે ખેંચાય છે, પોતાનો સ્વાર્થ તેઓ જ્યારે પોતાના જાન જેવો વહાલો ગણે છે, અને પોતાના જીવનમાં તેઓ કોઇ પણ જાતનો '**ખતરો**' (બાળકોની નડતલ) ઉભો થયલો જોવા માંગતાં નથી, ત્યારે તેઓ કુદરતનાં નીયમનું ઉલંઘન કરી પોતાને ત્યાં બાળવૃદ્ધિ થતી અટકાવવા માટેના ઇલાજો યોજે છે. આ યોજના પાપી છે, લગનના મુળ હેતુનો એ જાતનાં લગ્નોથી નાશ થાય છે. મોડે કે વહેલે પોતાના નીયમોની વીરૂધ જનારાઓ પાસે કુદરત પોતાનું વેર લેવા માંગે છે, અને એ વેર તે વ્યાજ સીકકે લઇ લીએ છે. **બાળપ્રજા ઉત્પન્ન નહીં કરવાના ચોકકસ હેતુ સાથે થયલાં લગ્ન એ લગ્ન નથી, એ તો પોતાના હુવસને સંતોષવા માટેની પરસ્પરની ગોઠવણ છે, કે જે ગોઠવણ પવીત્ર વીચારનાં સઘળાં સ્ત્રીપુરૂષો ધીકકારે છે.** એવાં લગ્નથી જોડાનારી સ્ત્રી પોતાના પુરૂષને ભલે જાહેરમાં પોતાના પતી તરીકે ઓળખાવતી હોય, પરંતુ તેણીનો પોતાનો દરજ્જો તેણીના પતીની એક રખાત જેવો કે તે કરતાં પણ ઘણો ઉતરતો છે.

"આ ઉપરથી લગનનો મુળ હેતુ પવીત્ર છે એ સમજાઇ જાય છે. જેમ એ હેતુ પવીત્ર છે, તેમ તે હેતુનું ફળ મેળવવાની ઇચ્છા, બાળપ્રજા ઉત્પન્ન કરવાની ખાહેશ પણ પવીત્ર છે. **જેઓ એ હેતુની અને એ**

**હેતુથી ઉત્પન્ન થનારાં ફળની સાચી પવીત્રાઇ સમજતા નથી તેઓનાં જીવન મેલાં અને તેઓનો આત્મા નાપાક હોય છે.”**

જામે-જમશેદ, મુંબઇ સમાચાર-કયસરે હીંદ-રથેસ્તાર જેવાં રોજીંદા તેમજ અઠવાડીક પારસી પત્રોમાંથી બર્થ-કન્ટ્રોલની વીરૂધનાં ફકરાઓ મારી દલીલના ટેકામાં મેં અત્રે રજુ કીધા છે, પણ અતી દીલગીરી સાથે મને કહેવું પડે છે કે એ સઘળાં પત્રો એક બાજુથી બર્થ-કન્ટ્રોલની વીરૂધ આવાં લખાણો છાપી બીજી બાજુથી પોતાનાં આર્થીક લાભને ખાતર બર્થ-કન્ટ્રોલનાં સાધનોની નીર્લજ જાહેર ખબરો પાનાનાં પાનાઓ ભરી પપરડા જેવા અક્ષરે છાપી પ્રજાને-ખાસ કરીને પારસી કોમને-કુદરતથી ઉલટા અનીતીનાં તેમજ નાશના માર્ગે દોરવી રહ્યા છે. ખુદા તેઓને કોમનાં નરનારીઓને સીધ્ધે રાહે દોરવવાની નૈતીક હીંમત બક્ષે!

પશ્ચીમના જંગલા સુધારકોની આજની સ્થીતી કેવી છે તે વીષે ત્યાંના નામાંકીત ધર્મગુરૂ અને વકતાએ જાહેર કીધેલા તેમજ ખુદ આપણાં દાનેશમંદ દેશી ભાઇઓ એ બાબદમાં શું વીચાર ધરાવે છે તે ઉપર ટુંકમાં રજુ કીધું છે. આશા છે કે એ વાંચીને આપણી કોમનાં નરનારીઓની કંઇક શુદ્ધ ખુલશે, અને તેઓ જોતાં થશે કે જે રીત-રીવાજો અને કહેવાતા સુધારાઓ (જે ખરૂં જોતાં કુધારા છે) તેઓથી ખુદ પશ્ચીમની ખ્રીસ્તી પ્રજાઓ જેઓ રૂહાની વૃદ્ધીમાં સઉથી ઉતરતાં ૧૮ અસ્પંદીની જીરમનાં રૂવાનો ગણાય છે તેઓને ફાયદો થતો તો રહ્યો પણ ઉપર જોયું તેવું ગંભીર નુકસાન થતું રહ્યું છે, તો પછી તેવાજ રીત રીવાજો અને સુધારાઓ જરથોસ્તીઓ, કે જેઓ રૂહાંની વૃદ્ધીમાં સઉથી ચહડયાતી ૭૨ અસ્પંદીની જીરમનાં રવાનો ગણાય છે, તેઓને ગ્રહણ કરવા કેમ પરવડશે? જે ખાતર થુવરનાં જંગલી ઝાડને વટીક નુકસાન પુગાડે એવું છે, તેજ ખાતર ગોલાબના નાજુક છોડવાને આપવે શું તે છોડવો કદીબી જીવી શકશે?—હરગીઝ નહિ. માટે અએ જરથોસ્તીઓ, હજીબી વધુ મોડું થાય તે આગમજ ચેતો, અને તમારાજ ધર્મનાં બુલંદ ફરમાનોની મોતેબરી પીછાણી, આપણા બાપદાદાઓ કંઇક જમાનાઓથી જે શુભ રીત રીવાજો અને રાહ રસમોથી અને કોમી બંધારણથી જીંદગી ગુજારતા હતા તેનેજ પાછા ધારણ કરો. આટલું કહી આપણે આપણી મુળ બાબદ ઉપર પાછાં આવીશું.

પાદ-રૂઝની ક્રીયાનો બીજો વીભાગ જે “સોશ” યાને ગાહે ભણાવવાને લગતો છે તે આપણે તપાસી ગયા છીએ. હવે આપણે એ

ક્રીયાનો સેવટનો ત્રીજો ભાગ જે "પાયે-મોજદ" નો છે તેની કંઇક સમજ લઇશું.

## "પાયે-મોજદ" યાને ઉરવાનના પ્યારને માટેની ખરી ફરજ તે કઇ?

જરથોશ્તીઓનાં લોહીમાં ઉપકારનો સદગુણ તો જન્મથીજ આમેજ થયલો હોય છે. જીવતી જીંદગી દરમ્યાન જો કોઇએ કંઇ નાનો નજીવોજી લાભ એક જરથોશ્તીને કીધો હોય તો તે તુરતજ કોઇજી રીતે પેલાના ઉપકારનો બદલો પાછો વાળી આપવા તત્પર રહે છે. આવી રીતે એક જરથોશ્તી "આપ-લે" (Give & Take) નો કુદરતી કાયદો જેને અવસ્તામાં "**અષીશવંઘહુ-પારેન્દી**" (Law of Mutual Obligation—fulfilment) કહે છે તેને બરોબર સમજીને તે અદા કરવાની યાને કે "**ઉપકાર-પર-ઉપકાર**" કરવાની પોતાની ફરજ સમજે છે. જેમ જીવતાંઓ તરફની આપણી આ ફરજ અદા કરવાની છે, તેમજ ગુજર પામનાર રવાન તરફની આપણી ખાસ ફરજ પણ બજાવવાની છે, જેને "**પાયેહુ-મોજદ રવાન-દુશારમરા**" યાને "રવાનના પ્યારને ખાતરના બદલાનું ખાસ પગથ્યું" કહે છે.

જીવતી જીંદગી દરમ્યાન ગુજર પામનાર રવાને આપણી સાથે જે કંઇ ભલાઇ-ફાયદા અને અહેશાંન કીધાં હોય તેનો બદલો તેનાં મરણ પછીજી વાળી આપવાની આપણી અગત્યની ફરજ છે. હવે આ બદલો કંઇ પૈસા ટકાથી કે દુન્યવી લાભોથી વાળી અપાતો નથી, કારણ કે તે રવાન તો હવે ગુજર પામ્યું છે, એટલે એ બધું હવે તેને ખાકી શરીર વગર તદન નકામું છે. **જો કોઇબી ચીજ તે ગુજર પામેલાં રવાનને ખરેખરો ફાયદો કરનારી-તેના ખોરાક મીસાલની હોય, તો તે ફક્ત માંથ્રના સ્તોતો અને તેને લગતા મીથ્રો અને ક્રીયાની અસરોજ છે, માટે એવીજ ઘટતી સખાવત તે મરનારની નૈયતે થવી જોઇએ.** આજે આ અસલ કાયદો ભુલાઇ જઇને દેખાદેખીથી ઉઠમણાં વખતે મરનારનાં સગાં વ્હાલાંઓ તેમજ ખેશીઓ રોકડ રૂપીયાની રકમો ભેગી કરી તે ગુજર પામનારનાં પુનને માટે અમુક ખાતાંઓમાં સખાવતરૂપે આપે છે, જે રૂઢી મરનારનાં રવાનને ફાયદો કરતી તો બાજુએ રહી, પણ બાજે વેળા સામી આઝાબ પુગાડનારી છે.

પાદ-રૂઝની ક્રીયાની આખેરીએ ભણાયલાં ફુલો જયારે ગીજલસમાં વહેંચવામાં આવે છે, ત્યારે તે ગીજલસમાં હાજર રહેલાં મરનારનાં

બેશીઓ તથા દોસ્ત-આસ્નાવો તેમાંથી એક એક ફુલ લઇ તે ફુલને પોતાના હાથમાં ગવાહી તરીકે પકડી, ગુજર પામનાર રવાન તરફની પોતાની ખાસ ફરજ અદા કરે છે, તેને **"પાય-મોજદ"** ની ક્રીયા કહે છે, જેમાં તેઓ મરનારની નૈયતે અમુક અમુક ક્રીયાઓ પોતાની ગુંજાસ મુજબ પોતાને પંઇસે કરાવવા, તેમજ અમુક સંખ્યામાં માંથ્રો ભણવાની કબુલાત મોંઢેથી આપે છે, જે બધુ એક મોબેદ નોંધી લઇને પછી તે બધી ક્રીયાઓ તથા ભણુતરોનો સામટો સરવાળો કરીને બધાં હાજર રહેલાંઓ સનમુખ તે રવાનનો સાચ્ચો ખોરાક જે માંથ્રના સ્તોત અને ક્રીયાઓની ખાસ્તરો અને તેને લગતા મીથ્રો છે તે માથે લેનારાઓને દુવા દઇને જાહેર કરે છે કે, આ ગુજર પામનાર રવાનનાં "પાયેહ-મોજદ" તરીકે માંથ્રરૂપી અને ક્રીયારૂપી આટલી આટલી સંખ્યામાં ખરેખરી રાદી સખાવત કરવામાં આવી છે. રૂવાનને ખરો ફાયદો તેમજ મદદ કરનારો આ "પાયે-મોજદ" ની ફરજ લેવાનો અસલ જરથોશ્તી કાયદો-જે હાલમાં ખોટી રીતે રૂપીયાની સખાવતમાં આવીને ઉભો છે—તે પાછો તેનાં અસલ રૂપમાં ચાલુ થાય એમ આપણે સર્વે જણાં ઇચ્છીને તેને અમલમાં મુકવાની કોશેશ કરતાં રહીશું, તો જરૂરજ અશો ફરોહરોની દુઆથી દરેક રીતે પાછા સુખી અને આબાદ થઇશું.

પાય-મોજદની ક્રીયાની જાહેરાત પુરી થયા પછી મોબેદ સાહેબો "સોશ" લેનારને નામે તન્દરોરતી ભણીને તેને દુવા દે છે, જેમાં સર્વે હાજર રહેલાંઓ હમશરીક થાય છે, જે બાદ "પાદ-રૂઝ" ની મોતેબર ક્રીયા પુર ગંભીરાઇ વચ્ચે પુરી થયલી જાહેર કરવામાં આવે છે.

**ચેહારમની બામદાદે સઉથી પહેલાં થતું દહમનું આફ્રીન્ગાંન.**

હવે આપણે "ચહારૂમ" ની ક્રીયાઓ ઉપર આવીશું. ચહારૂમની ક્રીયાની શરૂઆત "દહમ યઝદ" નાં આફ્રીન્ગાનથી કરવામાં આવે છે. આ ક્રીયા ખુરશેદનાં ઉગવાની આગમજની ૩૬ મીનીટ, જેને હાવન ગેહની **"હોશબામ"** યાને **"મેહેર"** કહે છે, તેજ વખત દરમ્યાન શરૂ થવી જોઇએ. માટે મોબેદોએ ગેહ બદલાતાં તુરતજ કુસ્તી કરી સરોશ બાજ અને હાવન ગેહ ભણી લઇ, "રતુ-ફ્રીતી" યાને બર-વકતના કાયદા અનુસાર દહમનું આફ્રીન્ગાન તુરતજ માંડી દેવું જોઇએ. આ દહમનાં આફ્રીન્ગાનની ખુબીથી ખાકી શરીરનાં અનાસરો તેનાં કુરરાઓમાં ખેંચાઇને દહમ યઝદ, કે જેવણુ અનાસરોનાં પાસબાન સાહેબ (custodion) છે, તેઓનાં ચાર્જમાં જાય છે, જેથી તે ગુજર પામેલું

રવાન ચહારમની બામદાદથી ગેતી તરફ તેમજ ખાકી શરીર તરફ ખેંચાવાનાં આકર્ષણુમાંથી છુટીને તેજ વખતે પોતાનાં કેહપ સહીત ચીનવત પુલ તરફ ઉડી જાય છે. આવી રીતે સચકારથી માંડીને ચહારમનાં દહમનાં આફ્રીન્ગાંન સુધીની ક્રીયાઓ આપણે ઉપર લંબાણુથી જોઇ ગયાં તેમ **કુલ્યાતી**=યાને સામટી રીતે તેમજ **જુજવાવી**=યાને છુટીછુટી રીતે પોતાની અમુક ખીશ્કારી બજાવી, એક ગુજર પામેલાં જરથોસ્તી રવાનને અણુદીઠ આલમનાં તેનાં બાપીકાં ઠામે (ચીનવતનાં મરકજ ઉપર) પુગાડવાનું કાર્યસાધક બળ ધરાવે છે.

## ચેહારમના આખા દીવસની સંપુર્ણ ક્રીયાઓનો કોઠો.

ચહારમનું દહમનું આફ્રીન્ગાન પુરૂં થયા પછીથી એ આખા દીવસની બીજી ક્રીયાઓનો સીલસીલો શરૂ થાય છે, જે અનુક્રમે નીચે મુજબ છે;—

**હાવન ગેહમાં**——અગ્યારી આતશ બેહેરામમાં માચી, અરદાફ્રવષની યજશ્ને, નવ કરદાનુ આફ્રીન્ગાન તથા તેને લગતી બાજે, સતુમ, ફ્રવષી.

**રપીથ્વન તથા ઉજીરન ગેહમાં**—સતુમની ક્રીયા.*

* દુધ-અન્ન-ફળ શાકની બનાવેલી કોઇબી સારાં સ્વચ્છ ખોરેહવાળી વસ્તુઓજ આ સતુમનાં ખાણુંમાં લેવી. મરઘી-ગોસ્ત-મછી-ઇંડાં-દારૂ વીગેરેની નજીસાતભરી ચીજો સાથનાં ખાણું ઉપર સતુમ કદી પઢી શકાય નહિ, કારણકે આવાં ખાણુંમાથી નીકળતું ખોરેહ યાને મેગનેટીઝમ બદ અને ગદલું હોય છે, અને ઉરવાનને ખોરાકની ચીજો મારફતે જે અર્પણ કરવાનું છે તે તો ફકત તે ચીજોમાંથી નીકળતું સ્વચ્છ પવિત્ર ખોરેહ છે. "બેહસ્તીને મરઘીનું ધાનશાક ને ગરેબીનાં કટલેસ ને તરેલી બોઇ ઘણી ગમતી'તી તેથી સતુમબી તેવીજ ચીજોનું ભણાવે તોજ તેવણનું રૂહ રાજી થાય!"—એવો ધખારો જેમ જલદીથી આપણાં બાનુઓ છોડી દે તેમ સારૂં. જીવતી જીંદગી દરમ્યાન વોહુનનાં ભોગવટાને ખાતર એ ચીજો ખાધી હોય તો તે એક લઇ ચલાવવા જેવી બાબદ ગણાય, (જો કે એક ખરા જરથોશ્તીને માટે આ જાતનો ખોરાક છેજ નહિ), પણ તેથી મરણ બાદ પણ પવીત્ર ક્રીયા જેવી ચીજોમાંબી એ નજીસાત લેવી એ સાદી અકકલથી ઉલટી વાત છે. સતુમમાં આવી નજીસ વાનીઓનો ઘણો મોટો ખુમચો મુકવાથી કાંઇ તે રવાન ઘણું ખુશ્નુદ થવાનું નથી, પણ તે ખુમચામાં **કેટલી બધી પવીત્રાઇ** જળવાયલી છે અને ખાણુંની ચીજો કેટલી પવીત્ર અને નસા વગરની લીધેલી છે, તથા રવાન માટે કેટલાં ખરાં દીલ અને અશોઇથી મીથ્ર અને માંથ્રનું ભણતર થવા પામ્યાં છે, તેની ઉપરજ સતુમની ક્રીયાની અસરનો તમામ આધાર રહે છે, એ કદી ભુલવું નહિ.

**અઇવીસુથ્રેમ ગેહમાં**—ઉરવાનની નૈયતે સરોશ યસ્ત રાતની વડી તથા પતેત.

**ઉશહેન ગેહમાં**—ચહારમનો અરદાફ્રવષનો વંદીદાદ અને બાજ-ધરણાં સાથની ફ્રરોખ્શી.

ચહારમની આખાં દીવસની તેમજ ત્યાર બાદ થનારી બીજી તમામ ક્રીયાઓ, જેવી કે દશમુ–માસીસો–છમસી–વરસી–માહીગાંન (યાને મહીને મહીનેની બાજો) સાલીગાન (યાને વારસીક બાજો) જશનો–ગાહામ્બારો–યજશ્ને–વંદીદાદ–ગેતી ખરીદ–હમા યસ્ત–નીરંગદીન વીગેરેની ખાસ ખુબી તેમજ મોતેબરી એ છે, કે જેમ જેમ આ ક્રીયાઓ થતી જાય છે તેમ તેમ તેની અસરોથી કરીને તે રૂવાનની આસપાસ ફ્રરી વળેલી કેરદાર પીગળતી જાય છે, અને જેમ કેરદાર પીગળે છે તેમ રૂવાનની રય (અંતર જ્ઞાન) વધતી જાય છે, અને તે પોતાનાં અંશોમાનાં જે કાંઇ અંશો હજુર નીચલી પેદાયશોમાં રહી ગયલા હોય છે તેને ખેંચવાનાં–તારવવાનાં કામમાં લીન થઇ જાય છે. **આવી રીતે કુદરતની સાથે સાથે ક્રીયાઓની જુક્તાવી મદદથી એક રવાન પોતાની ઝડપી વૃદ્ધિ કરી શકે છે.**

ઉપર લખ્યું છે કે તે રવાન નીચલી પેદાયશોમાં વીખરાયલા પોતાનાં અંશોને ખેંચવાનાં કાર્યમાં મશગુલ થઇ જાય છે. આ રવાનના અંશો કેવી રીતે છુટા પડીને તેમાંથી મરદ ઓરતનાં બે મુખ્ય વીભાગો થાય છે, અને તેમાંથી પછી તે મરદ ઓરતના જુદા જુદા અંશો ૧/૧૦ ને કાયદે જાનવર–ઝાડપાન અને ખનીજમાં કેવી રીતે વહેંચાઇને એ નીચલી ત્રણ પેદાયશો થઇ છે, અને એ બધા અંશોને એક કરી "**ખએત્વોદથ**" ની અખંડ હાલત પામવાની જવાબદારી ઇનસાનને કાંય અપાયલી છે, અને એ જવાબદારી બજા લાવવેજ કેવી રીતે તે રૂવાન પોતાનો "**ફ્રશો–ગર્દ**" કરી નીસ્તીમાંથી હસ્તીમાં જઇ શકશે?–તે બધી બાકટ બાબદોનું તુલોતવીલ સાયન્ટીફીક જ્ઞાન જેઓએ લેવું હોય તેઓએ "**ફ્રશો–ગર્દ**" પુ. ૨૬ અંક ૧ થી ૪ (**ફ્રશો–ગર્દ સીલ્વર જુબીલી મેમોરીયલ વૉલ્યુમ**) માં પાનાં ૩૩ થી ૧૭૧ સુધીમાં છપાયલો **જરથોસ્તી** ઇલ્મે ક્શ્નૂમનાં વીદવાન ધર્મ–અભ્યાસી ડૉ. ફ્રરામરોઝ સોરાબજી ચીનીવાલાની કાબેલ કલમથી લખાયલો, "**ફ્રશો–કેરેતી યાને ફ્રશો–ગર્દ: કુલ સૃષ્ટી–રચનાની સૌથી છેવટની નેમનો અનુપમ બનાવ.**" એ બાબદનો લેખ જરૂર–બા–જરૂર ધીરજથી અભ્યાસ પુર્વક વાંચવો.

ગુજરેલાંઓની ક્રીયાની મોતેબરી સમજાવતું આ લખાણ પુરૂં થાય તે આગમજ એ ક્રીયાઓને લગતો જે અગત્યનો ખાસ કાયદો છે, તે કાયદા તરફ હમદીન વાંચકોનું ધ્યાન ખેંચવાની જરૂર છે, કારણ કે આ કાયદો આજે થોડાંક વરસો થયાં જરથોશ્તીઓમાંથી ભુલાતો ચાલ્યો છે-બલ્કે જરથોશ્તીઓ તેને હાથે કરીને ભુલી જવાની કોશેશ કરતા હોવાથી, આજે મુંબઇ જેવાં શહેરનાં ઘેરામાં તેનું સોએ પાંચ ટકા જેટલુંબી પાલન રહ્યું નથી.

## ગુજરેલાંઓની ક્રીયાના બે વીભાગો: હુશ્મોરદી અને પાવમેહેલ.

જરથોશ્તી દએન મુજબ દરેક બસ્તે-કુસ્તીઆંન ગુજર પામ્યા પછી તેની ક્રીયાઓ બે ભાગમાં વહેંચાઇ જાય છે: એક-સાદી (**હુશ્મોરદી**) ક્રીયાઓ (કે જે "**અઇપી**" ની ક્રીયાઓ તરીકે પણ ઓલખાય છે) અને બીજી **પાવમેહેલ**ની ક્રીયાઓ. પાવમહેલની ક્રીયાઓની અંદર યજશ્ને, વંદીદાદ, વીસ્પરદ, નીરંગદીન, હમાયસ્ત, પાસ્તા, વીગેરે સમાઇ જાય છે, જે બુલંદ ક્રીયાઓ અગ્યારી-આતશબહેરામોનાં ઉરવીસ-ગાહ યાને પાવમહેલમાં બરશ્નુમવાલા મોબેદોજ કરી શકે છે. એ મહાન ક્રીયાઓનો "મેગનેટીક કરન્ટ" યાને વીજળીક પ્રવાહ હમેશા આતશ-બહેરામની મારફતે આતશે-આદરાંનજ ખેંચી શકે છે, માટે એ ક્રીયાઓ ત્યાંજ થવી જોઇએ અને તેમ થવેજ તેનું અતી કાર્યસાધક પરીણામ આવી શકે છે. પણ એ સીવાયની બીજી બધી ક્રીયાઓ જે "હુશ્મોરદી" યાને સાદી છે,—જેવી કે આફ્રીન્ગાન, ફરોખ્શી, બાજ, સતુમ, ફરવરદેગાંન યાને મુકતાદ, ગાહામ્બાર, જશન, પાવી, ફરેસ્તા, સીરોજા, રોજગાંન, માહીગાંન, સાલીગાંન, વીગેરે વીગેરે,—તે બધી ક્રીયાઓ તો જયાં ગુજર-નારની "અઇપી" બંધાયલી હોય ત્યાંજ થવી જોઇએ. આપણે આગલ જોઇ ગયા છીએ કે દરેક શખ્સ પોતાના આચાર વીચાર અને રહેણી કરણીથી પોતાની આસપાસ એક જાતની વાતાવરણ ઉભી કરે છે. દરેક શખ્સની લગોલગ નજદીક કાર્ય કરતી આવી તેની પોતીકી વાતાવરણને (Personal Magnetism) "**અઇપી**" તરીકે ઓળખાવેલી છે. ત્યારે એ કાયદા મુજબ ગુજરનારની જયાં "અઇપી" બંધાયલી હોય યાને કે તે જયારે જીવતો હતો ત્યારે તેની સાથે રાત દીવસ જેઓ વધુ આકર્ષણમાં આવીને વસ્યાં હોય—આ આકર્ષણ પછી લોહી, તોખમ, ઓદાન, શીર, તેવીષી, વાસ્ના કે અતીષ્ય પ્યાર-દોસ્તીથી થયું હોય-

ત્યાંજ અંતકરણ સાથના મીથ્ર યાને વીચાર ગુજરેલાં ઉરવાનને માટેના બની શકે અને તેવાજ મીથ્ર પેલાં ઉરવાનની ફ્રવષીને પોહોંચી તેને વળતું ખેંચાણ કરી શકે છે. આવી "અઇપી" ની ગેરહાજરીમાં થતી ક્રીયાઓમાં ઉરવાનનાં ભાનતું ખેંચાણ થઇ શકતું નથી.

## "અઇપી" ની બહાર હુશ્મોરદી ક્રીયાઓ કરાવવે થતું નુકસાન.

એક ગુજર પામેલું રવાન આ ગેતીથી રહેલત પામ્યા બાદ પોતીકાં સુક્ષ્મ કેહર્પની અંદર અણદીઠ આલમમાં રહીને પોતાના મીથ્ર, પોતીકા ચહડ ઉતર મરતબાના ખેશીઓ અને જીવેજાન દોસ્ત આસ્નાઓ તરફના ક્રીયાની આશાથી ચલાવ્યા કરે છે, તે વખતે જો અહીંનાં તેનાં જીવતાં વ્હાલાંઓ તરફથી બંધાયલી આ અઇપીનું ખેંચાણ તે ક્રીયાકામ થતી વખતે હાજર નહિ હોય, તો ઉરવાનોના ગીથ્રની ખાસ્તર (યાને વીજળી) અહીં ખેંચાતી નથી, અને આવી રીતે "અઇપી" ની બહાર "હુશ્મોરદી" ક્રીયાઓ કરાવવાથી તે ક્રીયાઓની મકસદ મુદલ પાર પડતી નથી. આજ કારણથી ગુજરેલાંઓની હુશ્મોરદી ક્રીયાઓ જયાં તે ગુજર પામેલું રવાન રહ્યું-વસ્યું હોય (અઇપી બાંધી હોય) તે મકાનમાંજ તેનાં નજદીકનાં ખેશીઓના વસવાટ વચ્ચે કરાવવાનું ખાસ ફરમાન જરથોસ્તી દએનની અંદર આપેલું છે. જો કોઇ રવાનનું નજદીકનું કે દુરનું ખેશી હૈયાત નહિ હોય, તેમજ તેનો તેવો કોઇ જીવેજાનનો ખરો જાની મીત્રબી નહિ હોય કે જેની સાથે મરનારને અઇપી બંધાઇ હોય, તોજ પછી નાચારીએ તેવાં રવાનની ક્રીયાઓ તેનાં કુટુંબ સાથે સંબંધ ધરાવતા પંથકીને સોંપવામા આવતી હતી, કે જે પંથકી તે ક્રીયાઓ લાગણી સહીત પોતાનાં ઘેરમાંજ કરતો હતો.

આ કાયદો ખુદ મુંબઇમાં વટીક છેલ્લાં ૨૦-૨૫ વરસો બાદ કરતાં હમેશાં અસલવારેથી પળાતો હતો અને ગુજરેલાંઓની આફ્રીન્ગાંન બાજ-ફ્રેરોખ્શી-સતુમ-મુકતાદ વીગેરે ક્રીયાઓ તેનાં હૈયાત ખેશીઓ મોબેદને બોલાવીને પોતાના હાથે જાતેજ સઘળું ખરી લાગણી સહીત તૈયાર કરીને **ઘેરમાંજ** કરાવતાં હતાં, અને તે વખતે એ ક્રીયાઓ તેના ખાસ કાયદાસર થતી હોવાથી ગુજરેલાં રવાનોને તેનો ખરો લાભ મલતો હતો, જેથી તેઓ ખુશી થઇને પોતાનાં શ્રેષ્ટ આશીશો તે ક્રીયા ઘેરમાં કરાવનારાં ખેશીઓની ઉપર વરસાવતાં હતાં, **જેની બરકતથી તે વખતનાં તરીકત સાથનાં જરથોસ્તી ઘરો ખરાં સુખી અને આબાદ હતાં, આજના જેવી**

**મોહુતાઝમંદી-ગુનાહકારી-બેકારી-જેહકારી-અને બીમારીઓનું તે વખતે નામબી નહિ હતું.**

## ધર્મ ઉપર ઇમાન લાવવા માટે જુઠ્ઠી તકરારનું કામ નથી.

આજે મોટે ભાગે આપણી કોમનો કેળવાયલો વર્ગ એમજ સમજે છે કે અંગ્રેજીમાં બોલતાં આવડયું એટલે ધર્મનું પણ તમામ જ્ઞાન સાથે સંપાદન કીધું! ધર્મની કોઇ બાબદ જો તેઓનાં મગજમાં નહિ ઉતરી તો તેને "નોનસન્સ" અને "હમ્બગ" ગણીને તુચ્છકારી કાઢશે. નીરંગ લેવા કહેશું તો "છી છી છી!" કરશે. માસીક માંદગીની તરીકતના પાલણ માટે કહેવામાં આવતાં, તેવું કહેનારની ભેજાંની હાલત બરોબર હોવા માટે શક ઉઠાવશે, અને પોતે જાણે કેવા અવસ્તા પહેલવીના પંડીત હોય તેમ કોઇ કહેવાતા દીન-દસ્તુરનું પુછડું પકડીને કહેશે કે, "અવસ્તા ઉપર ભરોસો રાખી શકાય નહિ, કારણ તેમાં તો ત્રણ પગનાં ગધેડાનેબી આરાધેલો છે, કોમન સેન્સ યાને સાધારણ અક્કલથી વીચાર કરતાં આ બધું હસવા જેવું લાગે છે!"

આવી રીતનું તેઓનું બોલવું તેઓના પોતાને માટે ખરૂંજ છે, કારણ જો તેઓમાં સાધારણ અક્કલ કરતાં જરા વધારે મીઠું હોય તો તેઓ એમ કદીબી બોલે નહિ. ધર્મ સમજવા તથા સમજાવવામાં સાધારણ અક્કલ જોઇતી નથી. એ તો જરા અસાધારણ સમજશક્તી ધરાવનારા નેક શખસોનુંજ કામ છે. અવસ્તા રચી જનારા મહાન રાઇનીદાર સાહેબોનાં જેટલી ઉંચ રૂહાની શક્તિ અને અક્કલ આપણામાં હોય નહિ, તો તેઓનાં આપેલાં ફરમાનોને શક કે સુલેહ રાખ્યા વગર આધીન થઇ ચાલવું એમાંજ આપણી સલામતી છે. આ બાબદમાં કવી ડ્રાઇડનના શબ્દો ખચ્ચીતજ મનન કરવા યોગ્ય છે. તે કહે છે કે;—

"Faith is not built on disquisitions vain,
The things we must believe are few and plain,
But since men will believe more than they need,
And every man will make himself a creed,
In doubtful questions 'tis the safest way
To learn what unsuspected ancients say.
For 'tis not likely we should higher soar,
In search of heaven, than all Church before."

—*Dryden.*

કવી ડ્રાઇડન કહે છે કે;—

"ધર્મ ઉપર ઇમાન લાવવા માટે જુઠો તકરારનું કામ નથી જે ચીજો આપણે માનવી જોઇએ તે થોડી અને ખુલ્લી દીસે છે, પણ જ્યારે લોકો જોઇએ તે કરતાં વધારે માનવા લાગે, અને દરેક માણસ પોતાનો એક જુદોજ પંથ બનાવે, તો એવા શકમંદ સવાલોની બાબદોમાં સૌથી સેહેલો રસ્તો એજ છે કે અસલના લોકો કે જેઓની અક્કલ બાબે કોઇને જરાપણ શક હતો નહી તેઓએ જે કહેલું હોય તે શીખવું. કારણકે સ્વર્ગ વીશે શોધ કરવામાં અગાઉના સઘળા મોટા ધર્મગુરૂઓ કરતાં આપણે વધારે ઉંચા ઉડી શકીએ એ બનવાજોગ નથી."

## ઘેરની ક્રીયાઓ અગ્યારીઓમાં થવા લાગી તેનું મુળ કારણ.

હવે આ અઇપીની ક્રીયાઓ **જે ઘેરમાંજ થવી જોઇએ અને થતી હતી** તે અગ્યારી–આતશ બહેરામોમાં શું સબબથી થવા લાગી તે જોઇએ. આતો જરથોસ્તીઓમાં જાણીતી વાત છે કે જે ઘેરમાં માળ ઉપર દુર બેઠેલી (માસીક માંદગીવાળી) ઓરતો તેમજ જુદદીન નોકરો વસ્તાં હોય, તે ઘેરમાં કદીબી નાનામાં નાનીબી જરથોસ્તી ક્રીયા (સતુમ જેવીબી) થઇ શકે નહિ. આજથી ૨૦–૨૫ વરસોની વાત ઉપર મુંબઇનાં દરેક પારસી ઘરોમાં માસીક માંદગીવાળી ઓરતો એ ટાઇમે ભોંયતળીએ ખરકીમાં ખાસ જુદી અલાહેદી રાખેલી જગ્યામાં રહેતી હતી, અને તે વખતે પારસીઓમાં જુદદીન નોકરો ઘણાંજ જુજ હતાં, માટે તેઓને ક્રીયા વખતે નીચે ઉતારવાને બની શકતું હતું.

પારસી કોમને માટે ખરીજ બદબખ્ત તે ઘડી હતી, કે જે ઘડીથી કેટલીક બાનુઓએ પશ્ચીમની કેળવણીનાં પરીણામે, ચાલતા આવેલા શુભ રીવાજને ઠોકરે મારીને માસીક માંદગીની હાલત વખતે દરેક જણે નીચે ખરકીમાં અલાહેદાં બેસવાના રીવાજમાં ફેરફાર કરી ઉપર પોતાનાં ઘેર-માંજ સઉસઉનાં માળો ઉપર ઓરડાઓમાં બેસવાનો સડેલો સુધારો પહેલવહેલો દાખલ કીધો. એકને જોઇને બીજાં, બીજાને જોઇને ત્રીજાં એમ આસ્તે આસ્તે આ ચેપી રોગ દરેક કુટુંબને ઉડયો, અને પરીણામમાં થોડાંજ વરસમાં એ હાલત વખતે નીચે ભોંયતળીએ (નક્કર જમીનનાં સમાગમમાં) દુર બેસવાનો સાયન્ટીફીક જરથોસ્તી રીવાજ નીકળી ગયો, અને તે પોતાની સાથે સાથે અઇપીની ક્રીયાઓ ઘેરમાંજ કરાવવાના શુભ અસરકારક રીવાજનેબી લેતો ગયો! કારણ આતો દેખીતુંજ છે કે જે ઘેરમાં માળે માળ માસીક માંદગીવાળી ઓરતો વસ્તી હોય ત્યાં પછી

ક્રીયા કીધેલી રદ્દજ થાય, એટલે એવા સંજોગોમાં દફન, બાજ, આફ્રીન્ગાંન વીગેરેને ઘેરમાંથી હડસેલી કાઢી, અગ્યારીઓમાં ધકેલી દઇ આપણે બેહદીનો પંથકીઓના જીવ પર નચીંત થઇને બેઠાં કે, "ચાલો બધી કડાકુટ ઓછી થઇ, અને વળી દરેમહેર જેવી પાક પવીત્ર જગ્યામાં ક્રીયાઓની અસર ઘણીજ સરસ થશે! ને આપણે ટાઇમસર જઇને લોબાન મુકશું એટલે ગંગા નાહ્યા!!!"

પણ આપણે "દરૂજી-એ-બુજી" (દસ્તાન મનીને લગતી દરૂજી) નાં પાસમાં લપટાવાથી ભુલી ગયા છીએ, કે એવી રીતે અગ્યારીમાં કીધેલી આફ્રીન્ગાંન-ફરોખ્શી-બાજ વીગેરેની અઇપીની હુશ્મોરદી ક્રીયાઓ "અઇપી" ની ખાસ્તરનાં જોઇતાં ખેંચાણની ગેરહાજરીમાં લગભગ ઘણે ભાગે રદ જાય છે. ત્યારે આપણે ઘણુંજ ટુંકની અંદર જોવાની કોશેશ કીધી છે કે ગુજરેલાંની ક્રીયાઓમાં પાવમહેલ સીવાયની બીજી બધી ક્રીયાઓ જેને હુશ્મોરદી યાને સાદી ક્રીયાઓ કહે છે, તે જરથોશ્તીઓનાં પોતાનાં ઘેરમાંજ થવો જોઇએ અને નહિ કે દરેમહેરમાં; કારણ "અઇપી" ની ખાસ્તર અહીંથી "હુશ્મોરદી" ક્રીયાની અસર અણુદીઠ આલમમાં ઉરવાનને પોહોંચાડવા તથા ત્યાંથી પોતીકાં ગુજરેલાંઓ તરફના આશીશો અહીં ઉતારવા માટે સઉથી અગત્સની એવડી મારેફત તરીકે કાર્ય કરે છે.

## "ભુલ્યાં ત્યાંથી ફરી ગણો" યાને પેલો કહેવાતો "જંગલી રીવાજ" પાછો ચાલુ કરો.

ત્યારે આ અઇપીની ક્રીયાઓ પાછી ઘેરમાં કરાવવાનો જરથોશ્તી રીવાજ ચાલુ થાય તે માટે પહેલાં પારસીઓએ ખરાં જીગરથી જરથોશ્તી જીવન (તરીકતોનાં પાલણ સાથનું) ગુજારવાની તલબ કરવી જોઇએ, અને તરીકત પાળવામાં મદદકર્તા થઇ પડે એવાંજ ઘરોમાં વસીને-પોતાનાં કુટુંબના બાનુઓને સમજાવીને તેઓને માસીક માંદગીની હાલત વખતે બોંયતળયે ખરકીમાં બેસતાં કરવાં જોઇએ. આજની આ કહેવાતી સુધરેલી વીસગી સદીમાં પશ્ચીમનાં જડવાદીપણાંમાં રંગાયલી પારસી નારીઓ, જ્યારે સદંતરજ (માળ ઉપર વટીક) દુર બેસવાનું છોડી બેઠી છે, તેવા વખતમાં આવી સુચના પેલા સુધરેલાઓનાં મનથી "**જુના જમાનાના જંગલી રીવાજને પાછો જીવતો કરવા જેવી!**" લાગે એ બનવા જોગ છે. પણ એ સર્વે ભાન ભુલેલાંઓએ ખુબ યાદ રાખવાનું છે કે મોડે વહેલે કુદરત તરફ પાછાં ફરવા (Back to Nature) સીવાય બીજો કંઇ છુટકોજ નથી, માટે Better late than never!

"ભુલ્યાં ત્યાંથી ફરી ગણુવાનો" નીયમજ ઉત્તમ છે. જો ક્રીયાકામ જાણી જોઇને કે અણજાણપણે જેમ ગમે તેમ દીનના કાયદા પાળ્યા વગર કરાવ્યાથી ઉપર જોઇ ગયા તેવું પરીણામ આવે છે, તો પછી **ક્રીયાકામ કરાવવાનું સદંતર મુકી દીધાથી કેટલું બધું ગંભીર દુખદાયક પરીણામ સોશવું પડશે તેનો કંઇ ખ્યાલ છે?** માટે ગુજરેલાંઓનું ક્રીયાકામ તો નહિજ ચુકવું જોઇએ, પણ તેને માટે લાયક સંજોગોની ખરાં દીલની દાઝથી તલબ સાથે સાથે ધરાવવી જોઇએ.

ઘેરમાં ક્રીયાકામો કરાવવાના શુભ રીવાજની બીજી અસર એ થાય છે કે બાળકો સનમુખ નાનપણથીજ તેઓની નજર સામે એ બધું થતું હોવાથી તેઓ ઉપર ખરાં ધાર્મીકપણાંનો મજબુત છાપ બેસે છે, જે મોટપણે ગમે એવી બીજી કેળવણી લેવા છતાં પણ ભુસાતો નથી, અને તે શખ્સ પોતાની દીન ઉપર તેમજ તેના ભલા રીવાજો અને ફરમાનો ઉપર સદા "**બીશક વ બીગુમાન**" રહે છે.

## સુધારકોની આંખમાં જરથોશ્તી ક્રીયાકામો ખુંચવાનું કારણ.

સુધારકોની શાળાના શીષ્યો ગાથા સીવાયના બીજા તમામ અવસ્તાને પેગામ્બર સાહેબની પછીના પાછલા જમાનાના સાધારણ મોબેદોએ જોડેલા માને છે, અને તેને જરથોશ્તી ધર્મનાં મુળ સાહિત્ય તરીકે અગત્યતા આપવા ના પાડે છે, પણ એજ સાહેબો જરથોશ્તી ધર્મમાં પરકોમ સાથે લગન કરવાનું અને જુદદીનોને વટલાવીને દીનમાં લેવાનું ફરમાન છે (!) એવા વાહીયાત ફતવાનો ફેલાવો કરતી વખતે, અઢારમી સદીમાં એટલે છેલ્લાં બસો અઢીસો વરસની વાત ઉપર હીંદ અને ઇરાનનાં જરથોશ્તીઓ વચ્ચે ધર્મ સંબંધી પુછાયલા સવાલ જવાબોની "ઇફ્રોતેર રેવાયતો" ની જુદા જુદા શખ્સોનું અંગત મત દર્શાવતી કેતાબને ધર્મની શાહદત તરીકે રજુ કરે એ આપણને અજાયબીનો આંચકો લગાડનારૂં નથી વારૂં?— પરકોમનાં હાલીમવાલી રૂથાકુથા શખ્સોને વટલાવીને તેઓને જરથોશ્તી ધર્મમાં દાખલ કરવાની અને જુદદીન લગનની છુટ આપવાની બેવકુફ વાતો કરનારા આવા અકકલના મહાસાગરો (!) જરથોશ્તી ક્રીયાઓ તરફ વીરૂધતા બતાવે એતો દેખઇતુંજ છે, કારણકે પારસી કોમ પોતાની પવીત્ર ક્રીયાઓમાં જુદદીનોની હાજરી તો શુ પણ તેઓની દુરની નજરને પણ અવાવ ગણે છે. આવી રીતે સુધારકોનાં "વટલાવવાનાં" મીશનમાં એ ક્રીયાઓ કાંટા સમાન તેઓને નડતી હોવાથી એ લોકો ખુદ કોમમાંથી અને જરથોશ્તી ધર્મમાંથી ક્રીયાઓનો કાંટો કાઢી નાંખવાના હેતુથી

આપણુને શીખાડે છે કે, "પેગામ્બર સાહેબના પોતીકા ગાથામાં કેઇભી ક્રીયાઓ કરાવવાનું ફરમાન મળતું નથી, પણ એતો પાછલા જમાનાનાં અભણ મોબેદોએ પોતાનાં પેટનો ખાડો પુરવા ઉભું કીધેલું એક સરીયામ ધતીંગ છે." આવું બોલવામાં કેટલી સચ્ચાઇ (!) છે તે આપણે જોઇશું.

આપણે શરૂઆતમાં જોઇ ગયા તે મુજબ અસલ જરથોશ્તી ધર્મનું જ્ઞાન પેગામ્બર સાહેબ જરથુશ્ત્રનાં ૨૧ નસ્કોમાં સમાયલું હતું, જ્યારે હાલમાં આપણી પાસે જે મોજુદ અવસ્તા સાહિત્ય છે તે અસલનાં એકવીસમાં ભાગ જેટલુંબી નથી. હાલમાં આપણી પાસે જે પાંચ ગાથાનું ભણતર મોજુદ છે તે અસલ ૨૧ નસ્કોમાનાં એક **"વાસ્તારેમ"** નામનાં અવસ્તા નસ્ક (કે જેને પહેલવીમાં "સતુદ યસ્ત" કહે છે) તેમાંથી લીધેલું છે. માટે ગાથામાંજ જરથોશ્તી ધર્મનાં તમામ શીક્ષણો અને ફરમાનો આવી જવાં જોઇએ એ નહિ બનવા જોગ છે. એક બચ્ચુંબી સમજી શકે તેવી આ બાબદ હોવા છતાં જયારે ત્યારે આપણુને સુધારકો તરફથી કહેવામાં આવે છે કે, ફલાણી ચીજ કે ફલાણું ફરમાન આપણુને ગાથામાં મળતું નથી, માટે એ પેગામ્બર સાહેબનું નથી અને જરથોશ્તી ધર્મની બહારનું છે. ગાથાની અંદર નંબરવાર ક્રીયાઓનાં નામો તેમજ તેને લગતા કાયદાઓ સમજાવેલા નહિ હોય તેથી કંઈ એમ નથી ઠરતું કે જરથોશ્તી ધર્મમાં ક્રીયા જેવું કંઇ છેજ નહિ.

પહેલવી દીનકર્દનાં આઠમા પુસ્તકમાં ૨૧ નસ્કોનાં અવસ્તા તેમજ પહેલવી નામોની ટીપ, તેમજ તે દરેક નસ્કોમાં શું શું બાબદો સમાયલી હતી તેનું વર્ણન આપેલું છે, જેમાનાં **પાજેહ (અષાત), રતુદાદ હાઇતી (ચિત), બશરૂબ (વંઘહેઉશ), હુસ્પરમ (આ), સકદુમ (ચીમ)**, વીગેરે નસ્કોમાં જુદી જુદી ક્રીયાઓનું ફરમાન અને તે કરવાના કાયદાઓ સમજાવેલા છે, જે ઉપરથી પુરવાર થાય છે કે **જરથોશ્તી ધર્મ અને ક્રીયાકામ એ બંને વચ્ચે નહિ તુટી શકે એવું મજબુત જોડાણ રહેલું છે.**

### "યસ્ન" યાને ક્રીયાકામ માટે ગાથાઓમાં મલતી સહાદત.

**વસ્શત માનસર (અહૂ)** નસ્ક કે જેની અંદર આપણાં પુરાણાં બુલંદ ભણતર યથા-અહૂ-વઇર્યો-અને યેંગ્હે હાતાંમનાં કલામોની ઉપર શરેહ કરવામાં આવેલી છે, તેમાંના યેંઘહે હાતાંમના કલામમાં આપણુને **"યસ્ન"** શબ્દ મલે છે. આ ઉપરાંત "યસ્ન" શબ્દ આપણુને ખુદ પાંચે ગાથાઓના જુદા જુદા હામાં (જેવા કે અહુનવદ ગાથા હા૦ ૩૦-૧

અને ૩૪-૧, ઉશ્તવદ ગાથા હા૦ ૪૫-૧૦, સ્પેન્તોમદ ગાથા હા૦ ૫૦-૯, વોહુક્ષથ્ર ગાથા હા૦ ૫૧-૨૨, વહીશ્તોઇશ્ત ગાથા હા૦ ૫૩-૨ માં) મળે છે. અવસ્તા સાહિત્યમાં ક્રીયાઓ માટે સામાન્ય રીતે "યસ્ન" શબ્દ વપડાયલો છે, જે યજ=To Join જોડાવું-એકતાન થવું એ ઉપરથી નીકલેલો છે. ત્યારે ક્રીયા એ એક એવું સાધન છે કે જેની મારેફતથી એક જરથોશ્તી ભક્ત પોતાના આત્માની ઉન્નતી અર્થે કુદરતની અણુદીઠ મીનોઇ શક્તિઓ (જેવી કે યઝદો અમશાસ્પંદો વીગેરે) સાથે એકતાન થઇ શકે છે. ઉપર કહેલા "યસ્ન" શબ્દ ધરાવનારા ગાથાના ફકરાઓના સરલ તરજુમા ઉપરથી પણુ પુરવાર કરી શકાય એમ છે કે, જરથોશ્તી ધર્મ કંઇ ફકત ભલા વીચાર, ભલાં વચન અને ભલાં કામો સાથની પવીત્ર જીંદગી ગુજારવાજ કહેતો નથી, પણુ એ બધા સદગુણોની સાથે સાથે રૂવાનની ખરી બોખ્તગી અને તેનાં કુદરત સાથનાં જોડાણુ માટે તરીકત-બંદગી અને ક્રીયાનો માર્ગ બી જરથોશ્તી ધર્મમાં ભલા વિચાર, ભલાં વચન અને ભલાં કામ તરીકે ખાસ શીખાડેલો છે, કે જે વગરનો ધર્મ ખાલી કોટલાં જેવો લુખ્ખો સુકકોજ ગણુાય.

આગલ વધેલા વીચારના સુધારક સાહેબો આપણને બીજું એ શીખાડે છે કે, "ગુજરેલાંની ક્રીયા તો ફકત ત્રણુ દીવસનીજ છે. ચહારમની બામદાદે એક રવાન અણુદીઠ આલમમાં પોતાની કરણી મુજબનો કુદરતનો અચુક ઇનસાફ પામ્યા પછીથી તેને માટે ક્રીયા કરવામાં આવે તો તે ફોકટ છે, કારણુ તેથી કંઇ તે રવાનની હાલતમાં ફેરફાર થતો નથી. એમ જો ક્રીયાઓની મદદથી પાપ ઓછાં થઇ રવાનને બહેસ્ત મળતું હોય, તો પછી કુદરતમાં ઇનસાફ જેવું કંઇ છેજ નહિ એમ કહેવાય! જરથોશ્તી ધર્મમાં એવી ભાડુતી મુક્તિ શીખાડેલીજ નથી. મુક્તિ કે સજાનો આધાર તો દરેકની પોતીકી કરણી ઉપરજ રહેલો છે. બીજું તો એ કે પહેલા ત્રણુ દીવસ પછીથી કરવામાં આવતી કોઇબી ક્રીયા ગુજર પામેલા શખ્સનાં રવાનને માટે નહિ પણુ તેનાં ફરોહરને માટે છે, અને તેનો ફાયદો ગુજરેલાં કરતાં જીવતાંઓને માટે વધુ છે."

આ જાતના વીચારો જે આજે કોમના અમુક ભાગની અંદર ફેલાવા પામ્યા છે તે કેટલી હદ સુધીના ખોટા કુદરતથી ઉલટા અને આડે માર્ગે દોરવનારા છે તે જોવાની આપણે કોશેશ કરીશું.

જેમ એક સાયન્ટીસ્ટ પોતાની લેબોરેટરી યાને પ્રયોગશાળામાં પોતાનાં ઉંચ જ્ઞાનથી કુદરતના અમુક અમુક દેખીત સ્થુળ કાયદાઓના પાયા ઉપર અમલ કરી, જુદાં જુદાં apparatus ને ઉપયોગમાં લઇ

પોતે કરવા ધારેલી અમુક શોધ ફતેહમંદ રીતે બહાર પાડે છે, કે જે બીજાં ઓછી બુદ્ધીનાં અભણોને મનથી નહિ બનવા જોગ અને સમજી નહિ શકાય તેવી હોય છે, તેજ મુજબ તમામ જરથોસ્તી ક્રીયાઓ પણ કુદરતનાં સુક્ષ્મ અણદીઠ કાયદાઓના મુળ પાયા ઉપર રચાયલી હોવાથી તેનું પણ કાર્યસાધકપણું રહેલું છે, પણ આપણી રૂહાની ચશ્મ ખીલેલી નહિ હોવાને લીધે આપણે તે જોઇ શકતા નથી. જે ચીજો આપણે દુન્યવી સ્થુળ આંખોથી જોઇ નહિ શકયે, અને જે બાબદો આપણી સાધારણ મનશકિતની અંદર સમજ ન પડે એવી હોય, તે માટે સઉથી સરળ માર્ગ તો એજ છે કે તેને એતેકાદથી માનવી. જેમ જન્મથીજ પોતાની આંખોનું નુર ગુમાવી બેઠેલો એક કમનસીબ આંધળો શખ્સ ખુરશેદ યઝદની સુંદર રોશની તેમજ કુદરતના જાતજાતના દીલપઝીર રંગો જોઇ નથી શકતો, છતાં બીજાઓ કે જેઓ પોતાની આંખોથી તે જોઇ શકે છે તેઓનાં કહેવા ઉપર તે આંધળો શખ્સ એતેકાદ રાખી એ ચીજોની હસ્તી કબુલ રાખે છે, તેમ આપણે કે જેઓ આત્મીક બાબદમાં આંધળા છીએ તેઓએ "આસ્ને-વીર" ની ઉંચમાં ઉંચ મીનોઇ અક્કલ-શકિત તેમજ સાતે કાળનાં બનાવો જોવાની રૂહાંની ચશ્મ ધરાવનારા આપણા મહાન પેગામ્બર વક્ષુરે-વક્ષુરાંન રમ્ઝ-ગો અહુરાના અશો સ્પીતમાન જરાથુસ્ત્ર સાહેબનાં ફરમાનો જે અવસ્તાની અંદર શીખાડેલાં છે તેની અંદર મજબુત એતેકાદ રાખી તે બધું માન્ય રાખી ગુપચુપ તેનો અમલ કરતા રહેવું ઘટે છે. અને તેને લગતી ખરી દીશાએથી મળતી સમજણને આવકાર આપવો ઘટે છે.

## ક્રીયાઓની અસર અણદીઠ આલમમાં પુગાડનારા મુળ કાયદાઓ.

જરવાન-ઉરૂ-સ્તોત-ખારતર-ખરેનંઘહ-બરેજ માંથ-મીથ્ર-પઇત્યો-ગેત-અષ વીગેરેના જે મુળ કાયદાઓ અવસ્તાની અંદર શીખાડેલા છે તેના પાયાની ઉપરજ તમામ જરથોસ્તી ક્રીયાકામોના મહેલનો પાયો રચાયલો છે. જયાંસુધી આપણે કુદરતમાં અણદીઠ રીતે કાર્ય કરતા આ કાયદાઓનું જ્ઞાન મેલવયે નહિ, ત્યાંસુધી ક્રીયાઓની બુલંદીનો ખ્યાલ આપણને આવી શકે નહિ.

આથ્રવન સાહેબો ક્રીયા કરતી વખતે પોતાની અશોઇનાં જોરથી પવીત્ર માંથ્રવાણીના કલામો ભણીને જે ઉત્તમ સ્તોત બરપા કરે છે તે, તેમજ એ માંથ્ર ભણતી વખતે તેનેજ લગતા મીથ્ર યાને વીચારોનો જોશ ઉભો કરે છે તે, તેમજ ક્રીયાઓમાં વપરાયલી ચીજો જેવી કે ફળ-ફરૂટ-

ફુલ-દુધ-પાણી વીગેરેમાંથી જે પવીત્ર ખોરેહનો પ્રવાહ નીકલે છે તે,— ક્રીયાક્રામમાં વપરાયલાં ત્રાંબાનાંજ વાસણોની ખાસ્તર (વીજળીક શક્તિ) અને આતશની બરેહ એ બધું સાથે મળીને એક સામટો મોટો ઇલેકત્રીક તેમજ મેગનેટીક ફોર્સ અને કરંટોનો જમીલો (જથ્થો) પેદા થાય છે, જે શું જીવતાં કે શું ગુજરેલાં રૂવાનોને પોતાની પ્રગતીમાં આગલ વધી કુદરત સાથે અણુદીઠ રીતે એકતાન થવામાં મુખ્ય મદદકર્તા થઇ પડે છે.

પહેલા ત્રણ દીવસ સુધી ગુજરેલાં રૂવાનની ક્રીયાઓ થવી જોઇએ એવું સુધારકોનું કહેવું છે, જે બતાવે છે કે તેઓએ ક્રીયાઓની ઉપર મુજબની ખુબી તેમજ તેની અસરથી રૂવાનને થતો ફાયદો કબુલ રાખે છે, પણ તે અમુક સ્થુળ હદ સુધીજ, કારણકે એ સાહેબો એમ માને છે કે ગુજરેલા શખ્સનું રવાન અવસ્તામાં જણાવ્યા મુજબ ત્રણ દીવસ અને ત્રણ રાત સુધી જયાં તેની લાશ સચકીને મુકેલી હોય ત્યાં રહેતું હોવાથી તેટલો વખત આ દુન્યામાં તેને ક્રીયાઓની અસર મળી શકે એ બનવા જોગ છે, પણ ત્યાર પછીથી થતી ક્રીયાઓની અસર અણુદીઠ આલમમાં રવાનને પુગતી હોય તે બાબે એઓને શંકા છે. પણ એ સાહેબો જયારે એમ કહે છે કે ત્રીજા દીવસ પછીથી કરવામાં આવતી ક્રીયાઓ ગુજર પામેલાં શખ્સનાં ફરોહરને પુગે છે અને નહિ કે રવાનને,—ત્યારે તેઓ પોતેજ પોતાની ઉપલી શંકાને ખોટી પાડે છે, યાને કે તેઓ આડકતરી રીતે કબુલ કરે છે કે અણુદીઠ આલમની અંદર ક્રીયાઓની અસર જાય છે તો ખરી. સવાલ હવે જે રહે છે તે એજ કે અહીં થતી ક્રીયાઓની અસર જે અણુદીઠ આલમો સુધી પહોંચવાનું શ્રેષ્ટ બળ ધરાવે છે તેનો ફાયદો ફરોહરને મળે છે કે રવાનને? રવાન અને ફરોહર એ બે વચ્ચે કેવો નજદીકનો સંબંધ રહ્યો છે તે આપણે આગલ જતાં તપાસીશું ત્યારે આ બાબદનો ફડચો આપોઆપ થઇ જશે. પણ તે પહેલાં હવે આપણે સુધારકો સાહેબોની એક બીજી દલીલ કે, "ક્રીયાઓથી જો ગુનાહની માફી મળી રવાન મુક્તિ પામતું હોય તો કુદરતનો ઇનસાફ કયાં રહ્યો?"—તે તપાસ્યે.

## ક્રીયાઓ એ ગુનાહોની માફી બક્ષનારી નહિ પણ રાહત આપનારી છે.

જરથોસ્તી દએનમાં ગુનાહોની માફી જેવી ચીજ છેજ નહિ. જો એક શખ્સે રૂપીઆની ૧૯૧ પાઇ જેટલું સવાબનું કામ કીધું હશે અને ફકત ૧ પાઇ જેટલુંજ ગુનાહનું કામ કીધું હશે, તો તેથી કુદરત કંઇ પેલા

સવાબમાંથી ગુનાહ બાદ કરીને તેને સવાબનો ઓછો બદલો આપશે એમ નથી. પણ તે શખ્સને ૧૯૧ પાઇના સવાબનો બદલો મળશે તેમ ૧ પાઇના ગુનાહની સજા કુદરતના અચુક ઇનસાફને કાયદે ભોગવવીજ પડશે. એવીજ રીતે જરથોસ્તી ક્રીયાકામો નથી તો એક રવાનને જીવતી જીંદગી દરમ્યાન કીધેલા ગુનાહોની સંખ્યામાં ઘટાડો કરી શકતાં, કે નથી તે ક્રીયાકામોથી રવાનને જીંદગીમાં કીધેલા સવાબમાં વધારો થતો. દરેક રૂવાનના સવાબ અને ગુનાહનું ખાતું તો તે રવાનના આ ગેતી ઉપરના છેલ્લા દમનાં પુરા થવા સાથેજ આપોઆપ બંધ થાય છે, પણ અહીં આપણને એક બીજી બાબદને યાદ રાખવાની છે અને તે "કેરદાર" ને લગતી છે, કે જે જરથોસ્તી ક્રીયાઓનું ખરૂં કાર્યસાધકપણું સમજવા માટે ખાસ અગત્યની છે.

"કેરદાર" એ પહેલવી શબ્દ છે, જેને લગતો અવસ્તા શબ્દ "કેરેત" છે, જેનો મીનીંગ "જે કંઇ થયું તે" એવો થાય છે. આપણે આ દુન્યામાં જીવતી જીંદગી દરમ્યાન દર પળેપળ જેબી કંઇ ભલાં યા બુરાં યા મધ્યમ રીતનાં વીચાર–વચન અને કાર્યો કર્યે છીએ, તેની ધ્વનીનાં આબેહુબ છાપો કુદરતમાં દરેક રૂવાનના જુદા જુદા એકઠા થાય છે, જેના સામટા જમાવ (collection) ને "કેરદાર" કહે છે. જેટલાં પ્રમાણમાં એક ઉરવાનનાં વિચાર–આચાર રહેણી કરણી પવિત્ર યા અપવિત્ર હોય છે, તેટલાં પ્રમાણમાં તેની કેરદાર યાને (અઇપીમાંનાં છાપો) પણ સુક્ષ્મ, પ્રકાશીત યા સ્થુળ અને ગદલા પ્રકારના હોય છે. આ કેરદારના છાપ દુઇને કાયદે બે ઠેકાણે બંધાય છે. જીવતી જીંદગી દરમ્યાન એ કેરદારના છાપોનો સ્થુળ ભાગ દરેક શખ્સનાં શરીરની આસપાસ રહે છે જેને "અઇપી" (magnetic field) કહે છે,— અને આપણે મરણ વખતે શરીરમાં ચાલતી અણુદીઠ ક્રીયાઓનાં બાબમાં આગલ જોઇ ગયા તેમ, રવાન જયારે માથાંનાં તાળકવાલા ભાગમાંથી કેહર્પમાં જવા બહાર પડે છે તે વખતે તેની એ અઇપીનું વળું બાકી શરીરથી છુટું થઇ કેહર્પ–શરીરની આસપાસ ફરી વળે છે, જે ચીનવતનાં "કંગદેઝી" નાં મરકજ સુધી કેહર્પની સાથેજ રહે છે. કેરદારનો બીજો સુક્ષ્મ પ્રકાર જે કરણી મુજબનો ભલો ખુબસુરત અથવા તો બુરો બદસુરત હોય છે, તે "વરજમી" નામનાં ચીનવતનાં મરકજ (station) ઉપર બંધાય છે, અને રવાન જયારે તે મરકજ ઉપર જાય છે ત્યારે તેની એ કેરદારનું વળું તેનાં કેહર્પની આસપાસ ફરી વળે છે.

## "કેરદાર" ને પીગલાવવાનાં રવાનનાં કાર્યમાં તેને ક્રીયાઓથી થતી સહાયતા.

જીવતી જીંદગી દરમ્યાન આપણાં રૂવાન ઉપર "બંદ–દરેશ" ની બેડી પડેલી હોવાને લીધે આપણે આપણી કેરદારને જોઇ શકતાં નથી, અને આવી રીતે આપણી તેમજ આપણી આસપાસનાંઓની મીનોઇ ચશમ બંધ રહેવાને લીધે આપણાં કુદરતના કાયદાથી ઉલટાં કામો અને વિચાર આચારોને ભલાં અને માન્યે છીએ અને બીજાઓ પાસે મનાવ્યે છીએ. પણ મરણ બાદ ચહારમની બામદાદે શરીર સાથનો સંબંધ છુટો થતાં રૂવાનની ઉપર પડેલી બંદ–દરેશની બેડી કંઇક દરજજે આપોઆપ ઉંચકાવાથી તેની રય (મીનોઇ હોશ) ખુલે છે, અને તે પોતે આપોઆપ પોતાની કેરદારને જોઇને એ તેનીજ ઉભી કીધેલી છે એમ વગર અચકવે કબુલ રાખી પતેતના એકરારમાં થઇ લીન થઇ જાય છે. સૃષ્ટી રચનાની નેમ શું છે, પોતે કયાંથી આવ્યું છે, શા માટે શરીર ધારણ કીધું હતું, શરીર ધારણ કરવામાં પોતાની બુલંદ નેમ અને ફરજ શું હતી–તે ફરજ બજાવવામાં તે કેટલે દરજજે સફળ યા નીશફળ ગયું?–એ બધી બાબદોનો ખ્યાલ તેને ચીનવત ઉપર થાય છે. આવી રીતે રવાન પોતે હીંમત પકડી પોતાની કેરદારથી નાસીપાસ નહિ થઇ જતાં જે કાંઇ હાલત તેને કુદરતના હદ–ઇનસાફથી મલી તે માટે "અઝ અનાઈ ખુરસંદ હોમ" ભણીને યાને કે "જેબી કંઇ દુખ હલાકી પડે તેથી હું ખુશાલ છું, એ દુખજ મને તેરવી જશે," એવો સંતોષનો નાદ કાઢીને પોતાની કેરદારને ભુસાડવાનાં ઉંચ ઉદયોગમાં મશગુલ થઇ રહે છે. રૂવાનનાં આ કેરદાર પીગલાવવાનાં કાર્યમાં કુદરતનાં બેપણાંને કાયદે મદદ થવા માટેજ પેગામ્બર સાહેબે તમામ જરથોસ્તી ક્રીયાકામો કુદરતમાં ચાલતી યસનની આબેહુબ નાની નકલ (miniature model) તરીકે રચી આપ્યાં છે.

આ કેરદારની બાબદબી કદાચ સુધારક સાહેબો માનતે નહિ, પણ હાલના બચેલા અવસ્તામાં એ માટેની ખુલ્લી સહાદતો મોજુદ હોવાથી તેઓને એ ચીજ માન્યેજ છુટકો છે. પેગામ્બર સાહેબનાં ૨૧ નસ્કોમાનાં હાદોખ્ત નસ્કમાં આ કેરદાર જે ચહારમની બામદાદે ગુજરનાર રવાનને ભલી ખુબસુરત ઓરત અથવા તો બુરી બદસુરત ઓરતનાં રૂપમાં મલે છે તે વીષેનું ઘણુંજ સુંદર અલંકારીક વર્ણન બીજી અને ત્રીજી ફરગર્દમાં આપેલું છે. જેને ટેકો આપનારી સાહદતો ગાથાનાં નીચે જણાવેલા "હા" ઓમાં પણ મલે છે:—

અહુનવદ ગાથા હા૦ ૩૧–૨૦; ઉશ્તવદ ગાથા હા૦ ૪૬–૧૦ અને

૧૯; સ્પેન્તોમદ ગાથા હા૦ ૪૯-૧૧; અને વહિસ્તોઇશ્ત ગાથા હા૦ ૫૩-૬.

આવી રીતે મરણ પછીની રવાનની અણુદીઠ આલમમાં થતી સુખી કે દુખી હાલતનો મુળ આધાર તે રવાને જીવતી જીંદગી દરમ્યાન કીધેલાં વીચારો-વચનો અને કાર્યોની બનેલી ભલી યા બુરી કેરદાર ઉપરજ રહેલો છે, એ તદન ખરી વાત છે, અને તેની એ હાલતમાં કોઇપણ જાતનો ફેરફાર ક્રીયાઓથી થતો નથી એ પણ ખરૂં છે, તેમજ ક્રીયાઓની અસરથી તે રવાનની દુખી હાલતમાં રાહત અને સુખી હાલતમાં વધુ જોશ મલે છે **એબી તેટલુંજ બલકે તેથી વધુ મરતબામાં સાચ્ચું છે.** રવાનને માટે તેની ભલી કેરદાર સુખ અને ઉત્તમ મીનોઇ આનંદ આપી વૃદ્ધિમાં આગલ વધારનારી (ચીનવત પુલ પસાર કરાવનારી) છે, જ્યારે બુરી કેરદારથી રવાન બેચેન બની દુખી થઇ વૃદ્ધિમાં આગલ વધતું અટકી પડી ચીનવત ઉપરથી (પાછું આ દુન્યામાં જન્મ મરણના ફેરામાં) અમુક વખતે ગબડી પડે છે. હવે ક્રીયાઓ તો ભલાં તેમજ બુરાં બંને પ્રકારનાં જરથોસ્તી રવાનો માટે એક સરખીજ કરવાનો હોકમ છે, પણ તેની અસર બંને પ્રકારનાં રૂવાનો ઉપર જુદી જુદી રીતની થાય છે.

આપણે આગલ જોઇ ગયા તે મુજબ જરથોશતી ક્રીયાઓના મુળ પાયા સમાનનાં જરવાન-ઉરૂ-સ્તોત-ખાસ્તર વીગેરેને કાયદે જરથોશ્તી ક્રીયાઓની ખુબીથી જે એક જાતનો ઇલેક્ટ્રીક તેમજ મેગ્નેટીક ફોર્સ અને કરંટોનો જથ્થો બરપા થાય છે, તે એટલો તો બળવાન ગતીનો હોય છે, કે જે રવાનને માટે તે ક્રીયા થઇ હોય તે રવાન અણુદીઠ આલમના જેબી વીભાગમાં હોય ત્યાં જઇને તે રવાનનાં રહેઠાણ-કેહપની આસપાસ જે કેરદારનું વળું ફરી રહેલું હોય છે તે કેરદારને પેલો ક્રીયાનો જોશ અથડે છે. આવી રીતે જરથોસ્તી ક્રીયાઓની મારેફતથી મોકલવામાં આવેલો મેગનેટીક ફોર્સ ભલી કેરદારનાં રવાનની શાંતિ અને ઉંચ મીનોઇ ખુશાલીની હાલતને જોશબંધ વધારી આપે છે, જ્યારે બુરી કેરદારનાં રવાનની અશાંતિની દુખ ભરેલી હાલતને કંઇક દરજજે ઓછી કરી તે કેરદારને પીગલાવવાનાં રૂવાનનાં કાર્યમાં મદદ થઇ તેને તસલ્લા યાને રાહત આપે છે.

## જીવતાં જીવત આ દુન્યામાં જો દુખીઓને રાહત આપી શકાતી હોય તો મરણ બાદ પણ તે મલવીજ જોઇએ.

આપણે આ બાબદ બરોબર રીતે સમજવા માટે એકાદ બે દુન્યવી

બનાવો સાથે એની સરખામણી કરીશું. આ દુન્યાની અંદર જીંદગી ગુજારતો એક ગુનેહગાર શખ્સ કુદરતના કાયદાઓનું ઉલંઘન કરી અનીતીના પાપી માર્ગે જઇ ખરાબમાં ખરાબ પ્રકારનો રોગ લઇ આવે અને પછી તે પોતાની કરણીનાં ફળથી દુખી થતો આપણી મદદ માંગવા આવે, તો શું આપણે તેને ગુનેહગાર પાપી વગેરે અપશબ્દો બોલી હરકાટી કાઢશું? નહિજ. પણ આપણે તો તે બીચારાનાં દુખે દાઝી જઇ તેની દયા ખાઇ, તેને દીલાસાનાં બે શબ્દો કહી, બની શકે એટલી મદદ કરી, હોસ્પીટાલમાં લઇ જઇ–દવા દારૂ વહાડકાપ વીગેરેના ઇલાજો લેવડાવી કોઇબી રીતે તે સારો થઇ ફરી એવા કુદરતથી ઉલટા માર્ગે નહિ જાય એમજ ઇચ્છીશું. **ખરી ઇનસાન્યત એમાંજ છે, અને નહિ કે ગુનેહગારો તરફ તીરસ્કાર બતાવવામાં.** હવે આ દાખલામાં આપણે જે જાતની મદદ પેલા ગુનેહગાર શખ્સને કરીયે છીએ તેથી કાંઇ તેનાં પાપ ઓછાં થતાં નથી. તેણે જે પાપ કીધું તેનું દુખરૂપી ફળ તો તે ભોગવીજ રહ્યો છે, પણ આપણી તરફની દયા–દીલસોજી– અને મદદથી તેને પેલાં દુખનો ડંખ ઝાઝો લાગતો નથી અને તે પોતાનાં દુખમાં આવી રીતે કંઇક રાહત મેલવી રહ્યો છે. જે કોઇ બાપડાં દુખીઓને આવી વખતસરની ડાકટરી અને બીજી મદદ મલતી નથી, તેઓ કંઇ મરી નથી જતાં, પણ બીચારાં વધુ પ્રમાણમાં દુખ ભોગવીને રીબી રીબીને લાંબે વખતે સારાં થાય છે. બરોબર આવીજ હાલત આપણુંથી છુટાં પડેલાં એક વ્હાલાં ગુજર પામેલાં બુરી કેરદારનાં રવાનની હોય છે, જે રવાન પણ કુદરતનાં કાયદાઓનાં જ્ઞાનની ગેરહાજરીમાં તેનો ભંગ કરવાને પરીણામે નહિ ઇચ્છવાજોગ સ્થીતીમાં મુકાયલું હોવાથી, તેને પણ તેનાં અણદીઠ આલમનાં સંજોગોને અનુકુલ થઇ પડે તેવી જાતની મદદ પોતાના હૈયાત ખેશીઓ પાસેથી માંગવાનો વાજબી હક છે, **અને રવાનને માટેની સઉથી શ્રેષ્ટ મદદ તે પેગામ્બર સાહેબે શીખવેલી પવીત્ર ક્રીયા, ક્રીયા અને ક્રીયાઓજ છે,** કે જેમાં મીથ્ર–માંથ્ર–યરન સમાઇ જાય છે.

ભલી યા બુરી કેરદારનાં ગુજર પામેલાં રવાન માટે જરથોસ્તી ક્રીયાકામોની જરૂરયાત સમજવા માટે આપણે એક બીજો દુન્યવી દાખલો લઇશું. આપણાં કુટુંબનો કોઇ સભાસદ નોકરી–ધંધા અર્થે આપણને અહીં છોડીને કેહે દુર દેશાવર ગયો હોય છે, તો આપણે તેની સાથનો વહેવાર આ દુન્યામાં પોસ્ટ અને તાર ખાતાંની મદદ વડે ચાલુ રાખી શકયે છીએ. અવાર નવાર બંને પક્ષ તરફથી આવતા સંદેશાઓની

મદદથી આપણે તેની હાલતથી વાકેફ થઇ શકયે છીએ, તેમજ આપણી હાલતથી તેને વાકેફ કરી શકયે છીએ, અને જો તેને કે આપણને કંઇ મદદની જરૂર હોય તો તે પણ પુગાડી યા મેલવી શકયે છીએ. એકબારગી મદદની જરૂર બેમાંથી એક પણ પક્ષને નહિ હોય, છતાંબી ભલી દુવા અને પ્યારનાં સંદેશાઓ ચાલુ રહેવાથી આપણી અને તેની વચ્ચેનો સંબંધ આ જાતનાં પોસ્ટ અને તારખાતાંનાં સાધનથી સદા માટે ચાલુ રાખી શકાય છે.

અલબતાં જે જાતનું સાધન આ સ્થુળ દેખીત દુન્યામાં કામ લાગે તેજ સાધન અણુદીઠ સુક્ષ્મ દુન્યામાં નકામુ થઇ પડે પણ આપણા પુજ્ય પેગામ્બર સાહેબ કે જેવણ સૃષ્ટી–રચનામાં જુદી જુદી આલમોમાં કાર્ય કરતા કુદરતના તમામ કાયદાઓથી વાકેફ હતા, તેવણ સાહેબે પોતીકી ઉમ્મતનાં (કોમનાં) જીવતાં અને ગુજરેલાં રવાનો વચ્ચે કાયમનો સંબંધ બાંધનારી–આજની રેડીયો–ટેલીવીઝન અને ટેલીપેથીની શોધખોળને એક કોરે બેસાડનારી–ઉત્તમમાં ઉત્તમ સાયન્ટીફીક રૂઢી સ્થાપીત કરી આપી, **જે બીજી કોઇજ નહી પણ તમામ જરથોશ્તી ક્રીયા-કામોની સંસ્થા છે.** આવી રીતે ત્યારે આપણે જોયું છે કે જરથોશ્તી ધર્મમાં શીખાડેલી તમામ ક્રીયાઓ કુદરતના કારોબારમાં પોતાનું અમુક કાર્યસાધકપણું ધરાવે છે, અને એ ક્રીયાઓ કુદરતના ઇનસાફ આપવાના અચુક કાયદામાં જરાબી ખલલ કર્યા વગર પોતાની નેમી આપેલી ખીશ્કારી (proper function) બજાવે છે.

આપણામાં બાપદાદેથી ચાલતી આવેલી એક અચુક માન્યતા છે, કે જે કોઇ શખ્સ ભલું ફરઝંદ મુકી મરણ પામે છે તે ચીનવત પસાર કરે છે. સુધારક સાહેબોની સાધારણ દ્રષ્ટીએ આ માન્યતા બેવકુફીભરી લાગે એ બનવાજોગ છે. પણ જયારે જરથોશ્તી ધ્હમે–ક્ષ્નૂમનાં બુલંદ દીની જ્ઞાનનાં મધ્યબીંદુથી આપણે **ફરઝંદનો જાહેર તેમજ બાતેન મઅની (ભેદ)** સમજયે છીએ, ત્યારે ખચ્ચીતજ આપણા ભાલા બાપદાદાઓની આવી માન્યતા ચાલુ કરવાની અક્કલ ઉપર આફ્રીન પોકાર્યા વગર રહેવાતું નથી.

## ચીનવત પુલ પસાર કરાવવામાં આપણું "ફરઝંદ" કેમ મદદ થાય છે?

ઇનસાન પોતે પોતામાંથી જે કંઇ બીજી ચીજ બહાર પાડી ઉભી કરે તે તેનું ફરઝંદ કહેવાય. આવી રીતે એક ઇનસાન લગનના પવીત્ર

ગાંઠથી જોડાઇ સંસારના ભોગવટાથી જે દીકરા-દીકરી પેદા કરે તે તેનાં ફરઝંદ કહેવાય, તેજ પ્રમાણે તે ઇનસાન પોતાની આખી જીંદગી દરમ્યાંન જે વીચાર-વચન અને કાર્યોનું કેરદારરૂપી વળું ઉભું કરે તે પણ તેનું "ફરઝંદ" કહેવાય. આવી રીતે ઇનસાનને રવાનની વૃદ્ધિમાં જે કોઇ આગલ ચલાવે તે તેનું ફરઝંદ કહેવાય. 'ફ'=એટલે આગલ વધારવા-બોખ્તગી તરફ લઇ જવા, અને ઝન્દ=ઝાન=એટલે જન્મનાર. ત્યારે જે કંઇ જન્મીને **વૃદ્ધિમાં આગલ ચલાવે—બોખ્તગીએ પુગાડે—ચીનવત પુલ પસાર કરાવે, તે તેનું ફરઝંદ કહેવાય. આ ફરઝંદ ત્યારે ભલું દીનદાર ઇનસાનરૂપનું તેમજ પુન્ય સવાબની કેરદાર રૂપનું હોય.** ત્યારે મરણ પછી ચીનવત પુલ પસાર કરવા માટે એક શખ્સને જેટલી પોતાનાં પુન્ય રૂપનાં તરીકતનાં સવાબનાં ભલાં ફરઝંદ (કેરદાર) ની જરૂર છે, તેટલીજ જરૂર તેને આ ગેતીમાં પોતાનું એક માનવરૂપનું હૈયાત ફરઝંદ મુકી જવાની છે, કે જે ફરઝંદ તેને માટે ચાલુ જરથોશ્તી ધર્મમાં ફરમાવેલી ક્રીયાઓ કરાવી, ચીન્વત પસાર કરવામાં તેને કુદરતનાં જુફતનાં બેપણાંને કાયદે મદદરૂપ થઇ પડે. પણ જેઓ રૂવાનને એમ વૃદ્ધિમાં જવાની સગવડ આપતા નથી, તેઓ ખરાં ફરઝંદ નથી. માટે જે બેહદીન સાહેબો પોતાનાં અતલગનાં ખેશીઓની યસ્ન (ક્રીયા) કરાવતા નથી, અને જે મોબેદ સાહેબો બેહદીનો પાસેથી ક્રીયાનાં પુરતા પઇસા લેવા છતાં તે ક્રીયા કરવાનું તદન અખાડા કરે છે, અથવા તો તે ક્રીયા દીનના કાનુન મુજબ "સર-તા-પા" બરોબર રીતે કરતા નથી-(યાને કે તેઓ પોતાનું ભલી કેરદારરૂપનું ફરઝંદ ઉભુ કરતા નથી) તેઓ માટે એમ કહેવું કે, એવા કમનસીબ બેહદીનો તેમજ મોબેદો જાણી જોઇને પોતાનાં "ફરઝંદ" નું ખુન કરે છે—તો તે ઇલ્મ્યતથી જોતાં વાજબીજ ગણાશે.

## રૂવાનનો બાપીકો હક જે "ક્રીયાઓ" છે તેને લુટવો એ યોગ્ય નથી.

ત્યારે મરણ પછી ક્રીયા પામવી એ તો દરેક ગુજરેલાં રવાનનો બાપીકો હક છે, એજ તેની મીલકત અને એજ તેની દોલત છે. આ દુન્યાની અંદર કોઇની માલ મીલકત કે દોલતને ચોરવા લુટવાનો મોટો ગુનાહ ગણેલો છે, (જો કે મરણ વખતે તો દરેક રવાન એ દુન્યવી દોલત આપોઆપજ છોડી જાય છે), છતાં એવો ગુનાહ કરનારને તો દુન્યાની ઇનસાફની અદાલત ભારે સજા કરે છે. તકલીદી મીલકત કે હક

લુટવાનું કાર્ય જો સજાને પાત્ર હોય, તો રવાનનો કાયમનો હક—તેની મીનોઇ દોલત (ક્રીયાઓ) લુટનારા સાહેબો કે જેઓને અવસ્તામાં "તાયુશ"-અને "હજંઘહુ" યાને કે ચોર અને લુટારા તરીકે ઓલખાવેલા છે, તેઓને કુદરતનો સાહેબ શું સજા કરતો હશે તેનો ખ્યાલ કરતાં આપણાં દીલમાં તેઓ માટે દયાની લાગણી પેદા થાય છે.

આવી બુલંદ જરથોશ્તી ક્રીયાઓને હસી કાઢવી, તેનું રહસ્ય સમજયા વગર તેની ઠઠ્ઠા મશ્કેરી કરવી, એ ક્રીયાઓ પેગામ્બર સાહેબની આપેલી નથી પણ પાછલા જમાનાના અભણ મોબેદોએ પોતીકાં પેટનો ખાડો પુરવા માટે ઉપજાવી કહાડેલી છે એવો અક્કલહીણ બકબકારો કરી પોતે એ ક્રીયાઓ તો નહિ કરાવવી, પણ જે દીનદાર લોકો એતેકાદ રાખીને પોતીકાં ગુજરેલાં વ્હાલાં બેશીઓનાં રવાનોને માટે એ ક્રીયાઓ કરાવતાં હોય તેઓનેબી આવા આવા ફતવાઓથી ભમાવી ક્રીયા કરાવતાં અટકાવવાં, એ મોટામાં મોટી "આશ્મોઘી"=(પોતે દીનથી ઉલટાં જઇ બીજાઓ જેઓ ખરે માર્ગે જતાં હોય તેઓનેબી ભમાવીને ઉંધે માર્ગે લઇ જવાનો ગુનાહ) છે. મારે ઘણીજ શરમીંદગી સાથે પણ સચ્ચાઇની રૂએ અત્રે કબુલ કરવું પડે છે કે સુધારકોના ઉપર જણાવેલા ફતવાઓ જાહેર છાપાઓમાં વાંચી તેમજ ભાષણોમાં સાંભલીને હું પોતેબી આવી જાતની "આશ્મોઘી" એક વાર કરી ચુકયો છું, જેનો હેવાલ નીચે આપ્યો છે.

## ૨૪ મે વરસે "ક્ષ્નૂમ" ના જ્ઞાનથી હું ખરો "નવ-જોતી" કેમ થયો?

જે જાતના દીનદારીભર્યા ચુસ્ત ઑરથૉડોક્ષ વીચારો આજે હું ધરાઉં છું અને આ લેખમાં દર્શાવી રહ્યો છું, તેનાથી ઉલટાજ વીચારો આજથી લગભગ આઠ વરસની વાત ઉપર હું ધરાવતો હતો, અગ્યારી આતશબહેરામોમાં જવું-ભણવું-ગણવું-હાજતે જઇ કુશ્તી કરવી-માથે ટોપી પહેડવી-ક્રીયાઓ કરાવવી-તરીકતો પાલવી વીગેરે દએનને લગતી કોઇબી ચીજમાં હું ખરાં જીગરથી એતેકાદ સાથની માન્યતા ધરાવતો હતો નહિ, અને એ બધાંને હું ધર્મને નામે ચાલતાં હંબગ Humbug તરીકે લેખ્યાં ન છુટકે એમાંની કોઇક ચીજો કમને ફરજયાત કરતો હતો. આવી રીતે દીનના કાયદાઓનું હું પોતેજ ઉલંઘન કરી બેસી નહિ રહેતો પણ બીજાંઓના એતેકાદને ખોરવવાની "આશ્મોઘી" ભરી કોશેશ

વટીક મેં છાપાઓ મારફતે અનેકવાર કીધી હતી. ટુંકમાં કહું તો મારી રીવાજી નવજોત તો જેમ આજે બધાંની થાય છે તેમ નવમે વરસે થઇ હતી, પણ મારી **"દીની નવજોત"** યાને કે એક નવો જરથોસ્તી પોતાની દીનની ખુબીઓ જ્ઞાન સહીત સમજતો તેમજ જોતો થઇ તે મુજબ અમલ કરે તે ખરેખરી રીતે તે વખતે થએલી નહિ હોવાથી, આજનાં સુધારક સાહેબોનાં મગજ ઉપર જે જાતનો દીની અજ્ઞાનતાનાં અંધકારનો પરદો ફરી વળેલો છે તેવોજ પરદો મારી મન–શકિત ઉપર પણ તે વખતે તેઓ સાથની વાસ્નાથી–" સોબતે અસર "ને કાયદે–ફરી વળેલો હતો, મારો આ અજ્ઞાનતાનો પરદો કેમ દુર થયો? ૨૪ મે વરસે મારી દીની–નવજોત કોણે કીધી? તે વખતથી હું ખરો નવજોતી થઇ એકાએક કેમ સુધર્યો?–(યાને કે આજનાં જેવો અદના જ્ઞાન સાથના ચીવટ દીની એતેકાદ વાલો થયો)–એ વીષેનું ટુંક વર્ણન લખવાની હું મારી ફરજ સમજું છું.

સોલ વરસની નાની ઉમરથીજ મને વાંચનનો તેમજ લખાણનો ભારે શોખ હતો. આ અદના કલમમાં કંઇક અંશે રમુજ તથા ટીકાઓનો ટચકો હોવાથી અરધો દજન જુદાંજુદાં અઠવાડીક તેમજ માસીક પારસી પત્રોમાં મારી ચર્ચાઓ–ટીકાઓ–રમુજી સ્કેચો–ફકરાઓ–કવીતાઓ–પેરેડીઓ વીગેરે ચાલુ પ્રગટ થયા કરતી હતી, આ બધું હું એક પાઇ-નીબી હાંસલ વગર ફકટ શોખની સેવા સમજી કરતો હતો. એક લેખકને પોતાનાં લખાણોની બાબદો સારી રીતે રજુ કરવા માટે બહોળાં પ્રકારનું વાંચણ રાખવું જોઇએ, તે મુજબ મારા હાથમાં જેગી કંઇ જુની પુરાણી યા નવી ચોપડી–ચોપાન્યું–કે છાપું આવતું તે હું વાંચવાને ચુકતો નહિ, અને તેમાંથી કંઇક લખવાની પોઇંટો મલી આવતી તો તે હું નોંધી લેતો.

મારા આ જાતના વાંચવા લખવાના શોખથી મારા મીત્રો સારી રીતે વાકેફ હોવાથી તેઓ પોતા પાસનું જે કંઇ નવું–જુનું સાહિત્ય ફાજલ હોય તે મને લાવી આપતા. ૧૯૩૧નાં સાલના નવેમ્બર કે ડીસે-મબરનો તે મારે માટે ખચ્ચીતજ એક શુભ દિવસ હતો કે જે દીવસે મારા એક ભલા મીત્ર **મી૦ જીજીભાઇ બેહરામજી પસતાકીયાએ** મને પોતાને ત્યાં પડી રહેલા અને જરીપુરાણુવાલાને વેચવા કાઢેલાં દશ પંદર વરસનાં જુનાં ચેરાગ–રાહે જરથુસ્ત્ર વીગેરેનાં અંકોનો ઢગલો મુફ્ત ભેટ દાખલ આપયો. (આ જુનાં ચોપાન્યાઓનાં ઢગલાની ભેટ માટે હું એ મારા દીલસોઝ મીત્રનો હંમેશ માટે આભારી છું, કારણ એ ઢગ-માંથીજ મને એક ખરૂં ઝવેર મલ્યું, તેમજ બીજાં એવાં અનેક

ઝવેરો ધરાવતી ખાણનો પતો મલ્યો ). મારે અત્રે કબુલ કરવું જોઇએ કે એ આગમજ પણ મેં "ચૅરાગ"નાં તેમજ "રાહે-જરથુશ્ત્ર"ના કેટલાક અંકો વાંચ્યા હતા, અને તેનાં વાંચણુથી મારા મન ઉપર જરા રતી સારી અસર થઇ હતી, અને હું કંઇક અંશે માનતો થયો હતો કે દીન ધર્મને લગતી પણ કંઈક બાતેન ફીલસુફી છે ખરી, બધુંજ કંઇ તદન નાખી દેવા જેવું નથી. ચૅરાગ તેમજ રાહે-જરથુશ્ત્રની આરટીકલોમાં જરથોશ્તી ધર્મની બાબદો સમજાવવા માટે જે જાતની ફીલસુફી ( ઘણું કરીને થીઓસોફીને લગતી) આવતી હતી, તેનાંથી મારાં મનની શંકાઓનું સમાધાન નહિ થવે, એ ફીલસુફી મારા મન ઉપર મજબુત અસર કરી શકી નહિ. પણ તે ઉપરથી મેં એટલું તો અનુમાન ખેંચ્યું કે, કુદરતના કાયદાઓને લગતા અમુક ભેદો દીન-ધર્મમાં સમાએલા છે ખરા, પણ તેને સમજાવનારૂં ફીલસુફીભર્યું ખરૂં જ્ઞાન કેથે મોજુદ નહિ હોવાથી એ બાબદમાં ફાંફાં મારવા ફોકટ છે.

## "ફ્રશો-ગર્દ"ના ચઉદ વરસના જુના અંકે કીધેલો ચમત્કાર.

મારા મીત્ર મી૦ પસતાકીયાએ આપેલો જુનાં ચોપાન્યાંઓનો ઢગલો ખોલીને જોતાં તેમાંથી મને "ફ્રશો-ગર્દ" નામનું ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી તરફથી પ્રગટ થતું (મારે મનથી એક નવુંજ) ચોપાન્યું મલ્યું, અને તે વખતેજ મેં પહેલ વહેલીવાર જાણ્યું કે એ નામનુંબી એક ત્રીમાસીક ચોપાન્યું નીકલે છે ખરૂં. તે એક ૧૪ વરસનો જુનો ફાટો તુટો અંક હતો ( ફ્રશો-ગર્દ પુસ્તક ૭, અંક ૨ તથા ૩ ), જે ૧૯૧૭નાં સાલની આખેરીએ છપાયો હતો. આ જોવા નહિ ગમે એવા દેખાવનો અંક એક યાદગારી દાખલ મેં સદા માટે સંભાળથી જાળવી રાખ્યો છે. હમેશની જીજ્ઞાસા મુજબ મેં પેલા ઢગલામાંથી એ નવો સવો લાગતો ફ્રશો-ગર્દનો અંક પહેલો વાંચવા લીધો. જેમ જેમ હું એ બસો પાનાંનાં દલદાર અંકની જુદીજુદી બાબદો વાંચતો ગયો, તેમ તેમ મારી આંખો ઉપર ફરી વળેલો દીની અજ્ઞાનતાના અંધકારનો પરદો ઉંચકાતો ગયો, અને મારાં દીલમાં કંઇ અજબ પ્રકારની ખુશાળી બાપી રહી. જીંદગીનાં ૨૪ વરસોમાં કદી સ્વપ્નેબી નહિ અનુભવેલું એવું દીની જ્ઞાન મને એ "ફ્રશો-ગર્દ"નાં એકજ અંકની અધુરી આરટીકલોમાંથી મળ્યું. અત્યાર સુધી હું ઢાલની એક કાળી બાજુજ જોયા કરતો હતો, ફ્રશો-ગર્દનાં તે અંકનાં વાંચણુથી મને ઢાલની બીજી સફેદ બાજુ જોવાની તક મળી. ફ્રશો-ગર્દનાં એ અંકની બે આરટીકલો વાંચીને તો હું અજાય-

બીચી દંગજ થઇ ગયો, એક મુખ્ય પણ અધુરી આરટીકલ **જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમના માનવંત ઉસ્તાદ સાહેબ બેહેરામશાહ નવરોજી શરાફની** ફાબેલ કલમથી લખાયલી હતી જેમાં એવણે "દસ્તાનની હાલત દરમ્યાન જાળવવાના જરથોશ્તી કાયદાઓના સાયન્ટીફીક ફાયદા" અતી વીદવતા ભરી રીતે તુલેતવીલ સમજાવ્યા હતા. એવણની આ આર્ટીકલ બાબે ફ્રશો-ગર્દનાં વીદવાન અધીપતી **એરવદ ફીરોઝ શાપુરજી મસાની,** એમ. એ., એલ એલ. બી. સોલીસીટરે, લખેલા "બે બોલ" પણ વીચારવા તેમજ અભ્યાસ કરવા જોગ હતા. "દુર બેસવાની" તરીકત (દરૂજી-એ-બુજી) જેને હું અત્યાર સુધી ઢંબગ ગણી, સુધારકોની સુઝે જુના જમાનાના જંગલી રીવાજ તરીકે તુચ્છકારતો હતો, તેમાં આજની સાયન્સને તેમજ આગલ વધેલી ડૉક્ટરી વીદ્યાને પણ બાજુ બેસાડે એવી બારીક ફીલસુફી સમાયલી જોઇ મને મારી અજ્ઞાનતાનું ભાન થયું.

એજ અંકમાં "જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુત"ના માલેક તેમજ ઉસ્તાદ સાહેબ મી. બેહેરામશાહ નવરોજી શરાફની ખાસ પરવાનગીથી લખાયેલી "આપણી જરથોશ્તી ધર્મ-ક્રીયાઓ-તેની વાસ્તવીક સાયન્ટીફીક અસરો-અને તેથી થતા બુલંદ ફાયદા" એ નામની ચાલુ આરટીકલનો ૧૪ મો હપ્તો પ્રગટ થયો હતો, જેમાં ગાહામ્બારની આફ્રીનના મીશ્ર ઉપરથી કુદરતના અમુક મહાન નીયમો સમજાવ્યા હતા. એ લેખ વાંચવા આગમજ તો હું એમજ સમજતો હતો કે અલાહી બાગમાં જઇને હઝાર દોઢ હઝાર પારસીઓ મસાલાના ચાવલ દાલ ખાઇ આવે તેનું નામ "ઘંભાર" આમાં ધર્મ તે શું બચ્યોછ? એવું વીચારી હું ગાહમ્બારના નામે થતી પઇસાની બરબાદી બંધ કરવાની તરફેણમાં હતો. પણ એ લેખ વાંચી મને ગાહામ્બારોની બુલંદીનો કંઇક ઝાંખો ખ્યાલ આવ્યો. આવી રીતે "**ફ્રશો-ગર્દ**" ના આ એકજ અંકમાં સમાયલાં "ક્ષ્નૂમ" નાં જ્ઞાને મારાં જીગરમાં ઉંડી અસર કીધી અને મને કુદરતી રીતે લાગ્યું કે **જરથોશ્તી ધર્મની તમામ ફીલસુફીના બાતેન ભેદો સમજવાની ચાવી તે આ જાતનું "ક્ષ્નૂમ" નું જ્ઞાનજ છે.**

મને જે અજાયબી લાગી તે એ હતી કે જરથોશ્તી ધર્મની ફીલસુફી સમજાવનારૂં આવું સુંદર જ્ઞાન આપનારૂં ત્રીમાસીક પત્ર તથા એ જ્ઞાન આપનારી ખુદ તેના ઉસ્તાદની સ્કુલ જાહેર રીતે મોજુદ હોવા છતાં, પોતાને ધર્મના અભ્યાસી કહેવડાવતા સુધારક સાહેબો શું એ બાબદથી અજ્ઞાન હશે? અથવા તો શું હાથે કરીને એ જ્ઞાનથી તેઓ દુર રહી પોતાનાં મતને-મમ્મતને વળગી રહ્યા હશે! સુધારકોના બાબમાં

તો જે હોય તે ખરૂં, પણ મારે હવે આ હાથ લાગેલી સુંદર તક ચુકવી જોઇએ નહિ, એમ વીચારી મેં "**જરથોશતી ઇલ્મે-ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુત**" માં જોડાવાનો વીચાર કીધો. ૧૯૩૧ ના સાલમાં ૨૪ વરસની ઉમરે ૧૯૧૭ માં છપાએલું ચઉદ વરસનું જુનું **ફ્રશો-ગર્દ** વાંચી મે આ જાતનો ઠરાવ કીધેલો હોવાથી, એ ચઉદ વરસોનાં લંબાણ ગાળા દરમ્યાન-"જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમ ઇન્સ્તીત્યુત" તેમજ "પારસી વેજીટેરીયન સોસાયટી" અને તેનું ત્રીમાસીક "ફ્રશો-ગર્દ" હજુર હસ્તી ધરાવે છે કે કેમ તેની ખબર કાઢવાનું કામ મે મારાં કોટમાં રહેતા એક મીત્રને સોંપ્યું.

બે ચાર દીવસ બાદ મારો એ મીત્ર જે દલગીરી ભરી ખબર લાવ્યો તે સાંભળી મારૂં જીગર નાસીપાસ તેમજ રંજીદા થઇ ગયું. આ ખબર એ હતી કે જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમનાં માનવંત ઉસ્તાદ સાહેબ શેઠ બેહેરામશાહ નવરોજી શરાફ ૧૯૨૭ નાં સાલમાં જુલાઇ મહીનાની ૭ મી તારીખે આ ફાની દુન્યાથી રહેલત પામ્યા હતા, અને એમની માલેકીનું સ્થાપેલું "જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ ઇન્સ્ટીત્યુટ" એમનાં મરણ બાદ બંધ પડયું હતું. હુંબી કેવો કમનશીબ કે જયારે મને એક ખરા જ્ઞાની ગુરૂનો પત્તો મલ્યો અને હું તેમની શોધમાં નીકલ્યો, તો તે ભલા ગુરૂ બીચારા ચાર વરસ આગલનાં ગુજરી ગયલા! આ મારી નાશીપાસી વચ્ચે મારા મીત્રે એક બીજી ખુશાલીભરી ખબર એ આપી કે "ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી" તેમજ તેનું ત્રીમાસીક પત્ર "ફ્રશો-ગર્દ" ચાલુ છે, અને એ સોસાયટીના હોલમાં છેલ્લાં બે વરસ થયાં (એટલે ૧૯૨૯ થી) દર સોમવારે સાંજે જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમનો ફ્રી કલાસ ભેગો મલે છે, જયાં બેહેશ્ત-બહેરેહ ઉસ્તાદ સાહેબના એક અદના ચેલા મી. દીનશાહ શાપુરજી મસાની બી. એ. જરથોશ્તી ધર્મની જુદી જુદી બાબદો, મેમ્બરો તેમજ બહારનાઓને સમજાવે છે.

## સોસાયટીની સીલ્વર જુબીલીથી શરૂ થયલો તેનો મારી સાથનો સમાગમ.

આ કલાસમાં જવાનો મે મનસુબો કીધો, પણ અમુક નહિ ધારેલી રોકાણોનાં સબબે પહેલો એકાદ મહીનો હું ત્યાં જઇ શકયો નહિ. એવામાં જામે-જમશેદ પત્રમાં મારાં વાંચવામાં એક ખબર આવી જે ઉપરથી હું જાણી શકયો, કે શનીવાર તા. ૭ મી જાનેવારી ૧૯૩૨ ના દીવસે કામાબાગમાં પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટીની

સ્થાપનાને પચીસ સાલ પુરાં થયાં તેની સીલ્વર જુબીલીની ખુશાલીમાં જશન, ભાષણો તથા વેજીટેરીયન ખાણું સાથનો એક ભવ્ય મેળાવડો થનાર હતો. મેં જોયું કે આ એક ઉમદા તક છે માટે ચાલો સોસાયટીની સીલવર જુબીલીનાં શુભ મેળાવડાથીજ આપણે બી શુભ મંડાણુ કર્યે, અને તે મુજબ સીલવર જુબીલીના મેળાવડાની સાંજે કામાબાગનાં એક ખુણાંમાં હું જઇને ગોઠવાયો.

તે દીવસનો મેળાવડો **ડા. ફ્રામરોઝ સોરાબજી ચીનીવાલાનાં** સરનશીનપણાં હેઠળ ભેગો મલ્યો હતો. પ્રમુખ તરીકે એવણે ઇલ્મ્યતથી ભરપુર જે વીદવતાભર્યું ભાષણ આપ્યું તેવું ભાષણ મેં મારી જીંદગીમાં પહેલવહેલુંજ સાંભળ્યું. એક સભા, Society તેનું ઉગવું અને જુદા જુદા તબક્કાઓમાંથી પસાર થવું. એ બાબદ સમજાવતાં એવણે એક ઇનસાનનો આ દુન્યામાં થતો જન્મ–તેનું ઉગવું–અને મરણ એ બાબદનું એવું તો સુંદર વર્ણન રજુ કીધું, કે મારેથી એવણ સાહેબ માટે "**આફ્રીન**" પોકારયા વગર રહેવાયું નહિ. ત્યારબાદ સોસાયટીના ઑ. સેક્રેટરી મી. દીનશાહ શાપુરજી મસાની, બી. એ., એ સોસાયટીની ૨૫ સાલની કારકીર્દીનો રસીલો ઇન્તેખાબ રજુ કીધો, જેમાંથી પણ મારા જેવા નવા સવા પહેલ વહેલીવાર એ સોસાયટીનાં સમાગમમાં આવવા ઇચ્છનાર શખ્સને ઘણુંક નવું જાણવાનું મલ્યું. ત્રીજા વીદવાન વકતા એરવદ ફીરોજ શાપુરજી મસાની સોલીસીટર હતા, જેવણનાં જરથોશ્તી ધર્મ પ્રમાણે વેજીટેરીયનીઝમ કેટલું અગત્યનું છે તે વીષેનાં ભાષણે મારા જેવા "ખોટાં–માસ્તર"! ઉપર ઉંડી અસર કીધી. ચોથા ભાષણકર્તા તરીકે જયારે મી. જેહાંગીર સોહરાબજી ચીનીવાલા એડવોકેટ ઉઠયા ત્યારે તે જંગી મેળાવડામાં કંઇ ઓરજ ઝમક વ્યાપી રહી. એવણે ઘણાંજ સુંદર હલકે શાહનામામાંથી શાહ ગુસ્તાશ્પની દરબારમાં પેગામ્બર સાહેબ અશો સ્પીતમાન જરથુસ્ત્રની આમદની થોડીક બેતો લલકારી, તેમાં સમાયલાં ભેદી બયાનને ઇલ્મે–ક્ષ્નૂમનાં પોતીકાં જ્ઞાનની મદદથી ખુલ્લું કરીને પેગામ્બર સાહેબનાં નીમ–યઝદી પ્રગટીકરણની અને તેવણનાં આત્મિક પ્રભાવની વીગતો સમજાવી, ત્યારેજ આવા એક મહાન પેગામ્બરની બુલદ દીન તરફ તદન બેદરકાર અને બેવફા રહેવાની મારી બેવકુફીનું મને ભાન થયું.

આવી રીતે એકજ દીવસે બેહેસ્ત–બહેરેહ ઉસ્તાદ સાહેબનાં ક્ષ્નૂમનાં જ્ઞાનથી સજ થયલા ચાર ચાર આગેવાન ચેલાઓને એકકી વખતે જુદા જુદા વીષયો ઉપર બોલતાં સાંભળી "**ક્ષ્નૂમ**" તરફની મારી ફીદા-

ગીરીને વધુ જોશ મળ્યો. જરથોસ્તી ધર્મના ખરા અભ્યાસીઓ કોણ કહેવાય તે હવે હું સમજતો થયો, અને એ ક્ષ્નૂમનાં જ્ઞાનના વધુ સમાગમમાં ચાલુ આવતા રહેવાનાં મક્કમ કસદ સાથે હું તે મેળાવડામાંથી ઉત્તમ મોજ ભોગવી ખુશાળ જીગરે ઘરે પાછો ફર્યો.

ત્યારપછીના બીજાજ સોમવારે સાંજે હું એ સોસાયટીનાં ઇલ્મે-ક્ષ્નૂમના ક્લાસમાં ગયો, જ્યાં તે વખતે ભાઇ દીનશાહ શાપુરજી મસાની માનવીનાં શરીરનાં બંધારણમાં સમાયલા નવ ભાગોની સમજણ ક્ષ્નૂમ પ્રમાણે સમજાવતા હતા. આ ભાષણો સમજવામાં મને એટલી તો મજા પડવા લાગી, કે પાછો સોમવાર કયારે આવે તેની હું આતુરતાપુર્વક રાહ જોતો.

પારસી કોમ અને જરથોસ્તી ધર્મની આવી ઉત્તમ સેવા બજાવનાર સોસાયટીનો એક મેમ્બર થવાની મકસદથી થોડાક દીવસો બાદ એક સોમવારની સાંજે હું એ સોસાયટીનાં કાર્યવાહકો પાસે ફોર્મ માંગવા ગયો. સોસાયટીની મેનેજીંગ કમીટીનાં કેટલાક બુઝોર્ગ સાહેબો ત્યાં બેઠા હતા, તેઓમાંથી એકે મને મારૂં નામ પુછયું અને મેં તે જણાવ્યું, જે સાંભળતાંજ તેઓ સાહેબ ચોંકયાં અને મોટેથી બોલી ઉઠયાં, "ન્યુસપેપરોમાં લખાણ કરોચ તે કેખશરૂ જામીના ત્યારે તમે કે?" મારી તરફથી હા નો જવાબ મલતાં તેવણ સાહેબ છેડાઇ પડયા, "હમારી સોસાયટીનાં મેમ્બર થયા પછી જરથોસ્તી ધર્મ-ક્રીયાઓની નાલેશી કરનારાં તમારાં કહેવાતાં રમુજી લખાણો લખવાનું અને છપાવવાનું બંધ કરો તો સારૂ."

આવી રીતે ઉશ્કેરાવામાં તે બુઝોર્ગ ગ્રહસ્થ વાજબી હતા, કારણ એજ ટાંકણે તે વખતે દર રવીવારે નીકળતાં અઠવાડીક પત્ર "સત્ય-મીત્ર"માં મારી લખેલી "મીનોઇ જેહાંનની મારી મુસાફરી" નામની અરદાવીરાફ નામાંની એક ચીત્રયુકત રમુજી પેરેડી હપતે હપતે પ્રગટ થતી હતી. આ પેરેડી લખવામાં મેં ગુજરેલાં રવાનો-અણદીઠ આલમ-ક્રીયાઓ-મોબેદો વીગેરે માટે પુશ્કળ છુટ લઇને રમુજી ઢબે ચીત્રો સાથે દીની એતેકાદને બોરવનારૂં લખાણ લખેલું હોવાથી, તેનાં પહેલા બે ત્રણ હપ્તા પ્રગટ થતાંજ કોમનાં ઓરથૉડોક્ષ તેમજ મોબેદ વર્ગમાં ભારે ખળભળાટ મચ્યો હતો, અને તેઓની ધાર્મીક લાગણી કંઇક અંશે દુખાઇ હતી, અને મારી ઉપર તેમજ એ પત્રના અધીપતી મી૦ શ્યાવક્ષ બેહદલજી દલાલ ઉપર એ પેરેડી બંધ કરવાની વીનંતી કરનારાં પત્રો આવવાથી પછીથી એ પેરેડી આગલ નહિ ચલાવતાં તેને ટુંકમાં પટાવી દઇ જલદીથી સેવટ લાવવામાં આવ્યું હતું.

મેં પેલા બુઝોર્ગ ગ્રહસ્થની મારાં લખાણોથી તેઓની જે લાગણી દુખાઇ હોય તો તે માટે માફી ચાહી અને તેવણને ખાત્રી આપી, કે જેમ જેમ હું આ સોસાયટીનાં તેમજ ક્ષ્નૂમનાં જ્ઞાનનાં વધુ સમાગમમાં આવતો જવશ, તેમ તેમ એ જાતનાં લખાણો કરવાથી આપેઆપ દુર થતો જવશ, અને થયુંબી તેમજ. તે પછીથી હું મારો ફરસુદનો સઘળો વખત ઘણે ભાગે ફ્રશો-ગર્દના આગલા અંકોની ફાઇલો વાંચવામાં, ભાષાણો તેમજ જશનોમાં હાજરી આપવામાં, તેમજ ક્ષ્નૂમનાં બીજાં સાહિત્યનો અભ્યાસ કરવામાં ગાળતો હોવાથી, જાહેર છાપાઓમાં ચાલુ લખાણો કરતો હું આપોઆપ બંધ પડયો.

કેટલાક સાહેબોને શરૂઆતમાં ક્ષ્નૂમની ફીલસુફી સમજવી ઘણી અઘડી લાગે છે, પણ મારા અનુભવ પ્રમાણે જો શરૂઆતથીજ ધીરજનું ધન, શાંતિનું મન અને ખંતનું રતન રાખીને ખરાં દીલથી એ ફીલસુફીના ચાલુ સમાગમમાં રહી તેનાં મુખ્ય સીધ્ધાંતો ગોખ્યાં હોય, તો ત્રણ ચાર વરસમાં એનો મહાવરો પડી જવે પછી એવી કોઇબી બાબદ રહેતી નથી કે જે સમજવી યા વાંચવી સાધારણ સમજશકિત ધરાવનાર માટે મુશકેલ થઇ પડે.

## અંધકારમય જીવનમાં અમર જ્ઞાનની રોશની આપનાર ચેરાગ-"ક્ષ્નૂમ"

**આવી રીતે મારાં અંધકારમય જીવનમાં અમર જ્ઞાનની પ્રકાશીત રોશનીનો ધીમો પણ ઠંડો ચેરાગ રોશન કરનાર બીજું કોઇજ નહિ પણ ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી તરફથી પ્રગટ થતું ત્રીમાસીક પત્ર "ફ્રશો-ગર્દ" અને તેમાં સમાયલું જરથોશ્તી ઇલ્મે-ક્ષ્નૂમનું દીની જ્ઞાન છે, કે જેણે મારી દીની-નવજોત કરી મને નવો જોતી બનાવી કંઈક અંશે જરથોશ્તીપણામાં દાખલ કીધો છે.**

જરથોશ્તી ધર્મનું ખરૂં દીની જ્ઞાન ફેલાવવાનું મીશન છેલ્લાં ૨૬ વરસોમાં ફ્રશો-ગર્દે કેટલી ફતેહમંદીથી પાર પાડયું છે, તેનો ખ્યાલ તો જેઓએ ફ્રશો-ગર્દના બધા અંકો વાંચ્યા હોય તેનેજ આવી શકે. જો કોઇ મને એમ પુછે કે, "ફ્રશો-ગર્દમાં જરથોશ્તી ધર્મને લગતી કંઇ બાબદો છે?" તો હું તેના જવાબમાં હીંમતથી પાછો તેને સવાલ પુછીશ કે, "તમે ફ્રશો-ગર્દનાં ૨૮ પુસ્તકો વાંચીને મને કહો કે એમાં જરથોશ્તી ધર્મને લગતી કઇ બાબદો નથી?"

જેઓ ક્રૂશા-ગર્દ સીલ્વર જુબીલી વોલ્યુમ પુ. ૨૬ માં આપવામાં આવેલાં ક્રૂશા-ગર્દના પુસ્તકોમાં આવેલી ૨૫ વરસની બાબદોના સામટાં સાંકળ્યાં ઉપર એક ઉડતી નજર નાંખશે તેઓ, મારાં આ કહેવાની સચ્ચાઇનો કંઇક ભાસ મેલવી શકશે. ટુંકમાં ખ્યાલ બાઝીમાં લખું તો:—

( ગુલ. )

**યારો "ક્રૂશા-ગર્દ" છે દીની ઇલ્મની ખાણ**
**જેમાં પડયા છે હીરાઓ મુલ્યવાણ**
**ઝવેરી સીવા' કોણ કરે તેની પીછાંણ?**
**(અયેયાર) છે ધાર્મીક સાહિત્યનું એ ખરૂં તાજ**
**ન રાખી કોમને જેણે "ક્ષ્નૂમ" ના ઇલ્મથી મોહતાજ.**

ત્યારે આવી રીતે મારામાં થોડાં ઘણાં બુરાઇના બીજ રોપાઇને તેમાંથી તેવોજ નાનો જેવો દીની ગેરએતેકાદનો છોડવો વટીક ઉગ્યો હતો. પણ એ છોડવો પોખાઇને ઝાડનું રૂપ લે તે આગમજ મારા ખુદાના ચાહવાથી "ક્રૂશા-ગર્દ"નાં બાગબાને "ક્ષ્નૂમ"નાં દાંતરડાંથી તેને જડમુળથી કાપી નાંખી મારી જમીનને (મન-શકિતને) સાફ કરી તેમાં ધાર્મીક એતેકાદનાં બીયાં રોપી આપ્યાં.

"ક્ષ્નૂમ" નાં ખરાં દીની જ્ઞાનનાં સમાગમમાં આવવાના આ બનાવને હું મારી જીંદગીનો એક સઉથી અગત્યનો બનાવ લેખું છું, અને તે માટે હું રોજ ચાલુ દુવા ગુજારૂં છું કે:—

"અય પાક દાદાર અહુરમઝદ! આ જીંદગી દરમ્યાન મારા જેવા ગુનેહગારને આ બુરા પાપી જમાનાની અંદર જરથોસ્તી દએનનું ઉસુલ્યાતી જ્ઞાન "ઇલ્મે-ક્ષ્નૂમ" સાંભલવાનો જે શુભ સંજોગ મારા ખુદાની મહેરબાનીથી તમોએ મને બક્ષયો છે, તે માટે હું મારૂં આભારી સર તમો સનમુખ નમાવી શુક્ર ગુજારી કરૂં છું, અને ઇચ્છું છું કે હું મારી આ જીંદગી તેમજ હવે પછીની જીંદગીઓ દરમ્યાન સદા એ જ્ઞાનના વધુ અને વધુ સમાગમમાં આવતો રહી, તેમાંથી મારી "ગુશો સ્રુતે-ખેરદ" તેમજ "આસ્નીદેહ ખેરદ"ને ખીલવીને "રય" યાને મીનોઇ જ્ઞાનનો અંતરપ્રકાશ હું ખીલવું, તે માટે મારાં ભેજામાં કાર્ય કરતી પાંચ બાતેની શકિતઓ જે "પંજ-ઇ-ઝરવીકરશે બાતેની" છે તેનું, તથા બાતેની આતશોનુ અને ખોરેહનું ખીલવું થજો, કે જેથી હું મારાં કેહપ અને અનાસરોને સુક્ષ્મ બનાવી-ચાનુને નુરમાં ફેરવી-પાક સરોશ

યઝદ સાથે એકતાન બની ઉરવાનીક વૃદ્ધિમાં આગલ વધવાને ભાગ્યવંત નીવડું !"

હવે આ બાબદ વધુ નહિ લંબાવતા હું એટલુંજ કહીશ કે જેની રીતે "જરથોસ્તી ઇલ્મે–ક્ષ્નૂમ"નાં ખરાં દીની જ્ઞાનથી હું મારો ધાર્મીક એતેકાદ સાબેત કરી બુલંદ મજદયસ્ની જરથોસ્તી દએનની મોતેબરી પીછાણવાને નશીબવંત થયો છું, તેવીજ રીતે આપણી કોમના કટલાક જુના વીચારના ભાઇઓ તેમજ સુધારક સાહેબો જેઓ ધર્મ–અભ્યાસી હોવાનો દાવો કરે છે તેઓ એક સાચ્ચા અભ્યાસીને શોભે તેવી બીનતાસુબીથી "ક્ષ્નૂમ"નાં જ્ઞાનનો અભ્યાસ કરી પોતાનો તેમજ કોમનો એતેકાદ મજબુત બનાવવાને હવે તેઓનાં ખુદાનાં ચાહવાથી જલદીથી બહાર પડશે, તો તેમાં સેવટનો ઉંચ ફાયદો તેઓનેજ છે.

ક્રીયાકામની બુલંદીની બાબદથી દુર જઇ વચમાં આ જાતનો લંબાણ ખુલાસો મારી ખરી ફરજની રૂએ મને કરવો પડયો છે, તે માટે મહેરબાન વાંચકોની માફી ચાહી હવે હું પાછો મુળ બાબદ ઉપર આવીશ.

**રવાન અને ફરોહર વચ્ચે રહેલો નીકટ સંબંધ સમજવાની જરૂર.**

હવે આપણે રવાન અને ફરોહર વચ્ચે કેવો નીકટ સંબંધ રહેલો છે તે જોવાની કોશેશ કરીશું, કે જેથી સુધારક સાહેબોની એક બીજી દલીલ–"કે પહેલા ત્રણ દીવસ પછીથી કરવામાં આવતી કોઇપણ ક્રીયા ગુજરેલાંનાં રવાનને માટે નહિ પણ તેનાં ફરોહરને માટે છે અને એ ક્રીયાનો ફાયદો ગુજરેલાં કરતાં જીવતાંઓને માટે વધુ છે,"–તેનો જવાબ આપી શકાય.

જરથોસ્તી ઇલ્મે–ક્ષ્નૂમનાં શીક્ષણ મુજબ રવાન અને ફરોહર એ બેનો ખ્યાલ સદા સાથેનો સાથે જોડાયલોજ છે. એ બેને કદી છુટાં પાડી શકાય એમ નથી. સૃષ્ટી રચનાની સેવટની નેમ તમામ રવાનોએ ફ્રવષીરૂપ થવામાં સમાયલી છે. જેટલાં પ્રમાણમાં એક રૂવાને પોતાની બઓદ (મીનોઇ શુદ્ધ બુદ્ધ) ખીલવી હોય તે બઓદનો પડેલો પ્રકાશ તે–તે રૂવાનનું ફરોહર ગણાય છે. આ ચોપડીની શરૂઆતનાં આગલાં પાનાંઓમાં આપણે સૃષ્ટી રચનાની શરૂઆતને લગતું ટુંક બયાન વાંચી આવ્યા તે પ્રમાણે જયાં સુધી રૂવાનની રય યાને અંતર જ્ઞાનમાં દ્રવાઓ એટલે કે ભુલાવાની ગતી હતી ત્યાં સુધી તેને અહુ–પરસ્તી કરવાને બદલે ખુદ–પરસ્તી કીધી યાને, "તુંજ, હું કંઇજ નહિ" એવો નાદ કાઢવાને બદલે **"જેવો તું તેવોજ હું"** એવો નાદ કાઢયો. પછીથી જયારે દાદારે

રૂવાનોની રયમાંથી તે હોવીયતનાં કચરાને બહાર કાઢયો ત્યારે રૂવાનની રયમાંની અજ્ઞાનતા ગઇ અને તેને અહુ–પરસ્તીમાં મચ્યા રહેવાની અકકલ આવી જેથી તેણે તાબેદારી બતાવી તે સાહેબનો હોકમ માથે ચઢાવ્યો. રૂવાનની આ ખાકસારી ભરેલી ભલી કેરદાર ઉપર, મીનોઇ આલમમાં અહુરાની સાથે કાર્ય કરતી **"અષાઉનાંમ ફ્રવષી"**ની કુદરતની મહાન મદદગાર શકિતનાં આશીરવાદો ઉતરવે તે રૂવાનમાં જે ફ્રવષીનો સંબંધ થઇને ગતી આવી **તેને તે રૂવાનનું ફ્રેરોહર કહે છે.** આવી રીતે દરેક પેદાયશોનાં રૂવાનની સાથે તેનું ફ્રેરોહર રહેલુંજ છે, જે તે રવાનની રહેબરી કરનાર એક ઉંચ અણદીઠ શકિત છે.

ખુદ આપણાં મોજુદ અવસ્તા સાહિત્યમાં જ્યાં જ્યાં ફ્રેરોહરની યાદ કીધેલી છે ત્યાં ત્યાં તેની સાથે રવાનની પણ યાદ જોડાયલીજ છે. ફ્રવરદીન યશ્ત કે જે ખાસ કરીને **"અશો ફ્રેરોહરો"**ની યાદને લગતું ભણતર છે તેમાં નીચલો ફકરો એકથી અનેક વખત આવે છે કે,

**"ઇદ અષઑનાંમ્ અષઑનિનાંમ્ચ અહૂમ્ચ દએનાંમ્ચ બઓધસ્ચ ઉર્વાનેંમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે, યોઇ અષાઇ વર્ઑનરે."**

યાને કે, "તે નર તથા નારીઓ કે જેઓ અષોઇના રાહમાં યુદ્ધ કરીને જય પામ્યા, તેમનાં જાન, અંતકરણ, બુદ્ધિ, **ઉરવન તથા ફ્રેરોહરને** અમે નમન કર્યે છીએ–તેઓ સાથે હમો એકતાન થઇએ છીએ."

સતુમનાં ભણતરમાં તેમજ પાંચે ગેહોની બંદગીમાં એક જાણીતું વાકય આવે છે જેમાં પણ રવાન અને ફ્રેરોહર બંનેની યાદ એકો સાથે કરવામાં આવેલી છે, જે નીચે મુજબ છે :—

**"ઇદ ઇરિસ્તનાંમ ઉર્વાનો યજમઇદે, યાઑ અષઑનાંમ્ ફ્રવષયો."** યાને કે, "ગુજરી ગયલાઓનાં **રવાનો કે જેઓ અશો ફ્રેરોહરો** (નાં તબકાનાં) થયાં છે, તેઓને હમો અહીં આરાધ્યે છીએ.

આવી રીતે ખુદ અવસ્તાની શાહદતો ઉપરથી પુરવાર થાય છે કે કીયાને લગતાં ભણતરોમાંથી રૂવાનોની યાદને બાકાત રાખવામાં આવી નથી, પણ જ્યાંબી ફ્રેરોહરની યાદ જાહેર રીતે કીધેલી છે ત્યાં તેની પાછલ અણદીઠ રીતે રવાનની યાદ સમાયલીજ છે એમ જરથોસ્તી કીયાઓના કાયદા ઉપરથી માલમ પડે છે.

### કીયાઓની અસર રવાનને પુગાડનાર મારેફત,–તે ફ્રેરોહર છે.

એક ગુજર પામેલું રવાન અણદીઠ આલમનાં પોતાનાં મરકજ

(station) ઉપરથી બરવક્તનાં ફ્રસલી ફ્રરવરદેગાંન (મુક્તાદ) નાં દશ દીવસો દરમ્યાનજ ખુદ પોતે આ ગેતી ઉપર ક્રીયાની ખાહેશ રાખતું આવી શકે છે, તે સીવાય બીજા કોઇબી વખતે તે અહીં આવી શકતું નથી. ત્યારે મુકતાદ સીવાયનાં બીજા કોઇબી દીવસે જ્યારે અહીં આપણે જીવતાંઓ આપણાં ગુજરેલાંની નેયતે ક્રીયાઓ કરાવ્યે છીએ, ત્યારે તે ક્રીયામાં રવાનની નામ સહીત યાદ કરતાંની સાથેજ તે રવાનનું ફ્રરોહર તુરત ક્રીયા થતી હોય ત્યાં હાજર થઇ તે ભક્તિના નાદને અને ક્રીયાની વજેથી થતાં કેહપને રવાન કે જે અણુદીઠ આલમનાં પોતાનાં મરકજ ઉપર છે ત્યાં પુગાડે છે આવી રીતે ગુજરેલાં રૂવાનોને ક્રીયાઓની અસરનું પુગવું ફ્રરોહરની મારફ્તેજ હોવાથી, જ્યાં રવાનની યાદ છે ત્યાં ફ્રરોહરની યાદ છે, અને જ્યાં ફ્રરોહરની યાદ છે ત્યાં રવાનની યાદ છેજ છે. રવાન અને ફ્રરોહર એકજ સાંકળની નાનીમોટી બે કડીઓ મીસાલ સાથેનાં સાથેજ જોડાયલાં હોવાથી તેઓને છુટાં પાડી શકાય એમ નથી.

આવી રીતે ક્રીયાઓનાં જોશને રવાન તરફ લઇ જવાની મારેફ્ત (medium) તરીકે ફ્રરોહર કાર્ય કરતું હોવાથી, અવસ્તામાં કહ્યું છે કે, ક્રીયાઓમાં જ્યારેબી રવાનોની યાદ કરવામાં આવે છે ત્યારે (ફ્રરવરદેગાનના દીવસો સિવાય) તેઓના ફ્રરોહરો ત્યાં હાજર થાય છે.

મુકતાદનાં દશ દીવસો દરમ્યાનજ ગુજરેલાંઓનાં રવાનો ખુદ આ ગેતી ઉપર ક્રીયાની ખાહેશ કરતાં આવે છે એ વાત જેટલી સાચ્ચી છે, તેટલીજ સાચ્ચી વાત આ પણ છે કે એ દશ દીવસ સીવાયનાં બીજાં કોઇબી દીવસોમાં જ્યારેબી ક્રીયાઓ કરાવવામાં આવે છે ત્યારે જેને નામની ક્રીયા થઇ હોય તે રવાનનું ફ્રરોહર તુરતજ ક્રીયાની જગાએ હાજર થઇ ક્રીયાની અસર પોતીકાં મરકઝ પર થોભેલાં રવાનને પુગાડે છે. જેમ સ્થુલ રીતે આપણી દેખીત આંખો પળેપળ અનેક દુન્યવી બનાવો જુએ છે તેનો ફ્રાયદો અને લાભ ખુદ આંખો પોતે નથી પામતી પણ આપણે તે આંખોનો ઉપયોગ કરનાર વ્યક્તાંઓ પામ્યે છીએ, તેવીજ રીતે ફ્રરોહર, કે જે એક હાથ ઉપર ક્રીયાઓની ધ્વનીથી ઉત્પન્ન થતા જોશ અને બીજા હાથ ઉપર અણુદીઠ આલમમાં રહેલાં રવાનને જોડનારી કડી (link) યાને મારેફ્ત છે, તે પોતે કંઇ ક્રીયાઓનો ફ્રાયદો મેલવતું નથી પણ રવાન પોતેજ તે ફ્રરોહરની મદદથી મેલવે છે. નાનાં મોટાં પારસી નરનારીઓને મોંહડે રમી રહેલો પવીત્ર "અશો ફ્રરોહર" શબ્દ દેખાડે છે કે રવાનની આ પવીત્ર શકિત અથવા નુરી કારણ, યા રહેબર અંશ–જ્યારેબી તે રવાનની નામ સહીત યાદ કરવામાં આવે ત્યારે કોઇબી વખતે અને કોઇબી જગાએ

વુરતજ હાજર થવાને સ્વતંત્ર રીતે છુટો છે. ગુજરેલા શખ્સનું નામ દેવાને માટે જે પાઝંદ વાકય આપણને આપવામાં આવ્યું છે તે બતાવવાને પુરતું છે કે ગુજરેલાની ક્રીયાઓ એ કાંઇ ફરોહરના ફાયદા માટે નહિ પણ રવાનના ફાયદા માટેનીજ છે.

દરેક આફ્રીન્ગાંનની ક્રીયા વખતે ક્રીયા કરનાર આથ્રવન સાહેબ ગુજરેલાંનું નામ દેવા આગમજ તેનાં નામ સાથે નીચલું પાજંદ વાકય ભણે છે કે, "**અએદર્ યાદ્ બાદ્ અનુશેહ્ રવાન્ રવાંન્-ઇ ઑસ્તા બેહેરામશાહ બીનં ઑસ્તા નવરોઝ!**" (અથવા જે કંઇ નામ હોય તે) એટલે કે ફલાણાં ફલાણાં નામનાં અમર્ગ અનુશેહીની હાલતે પુગેલાં રવાનની યાદ અહીયાં હોજો!

આવી રીતે ત્યારે આપણે વાજબી દલીલો તેમજ શાહદતોથી જોયું છે કે **ક્રીયાઓનો ફાયદો ફરોહરની મારફતે રવાનનેજ મલે છે.** હવે ગુજરેલાંની ક્રીયાઓ કરાવવાથી જીવતાંઓને કેવી રીતે અને કોણની મારફતે ફાયદો થાય છે તે જોઇએ.

આપણે આગલ જોઇ ગયા છીએ કે ભલી કેરદારનાં તેમજ બુરી કેરદારનાં બંને પ્રકારનાં રવાનના ફાયદા માટે ક્રીયાઓ જરૂરી છેજ. કેરદાર અથવા ક્રીયા એકલી કાર્ય કરતી નથી પણ કુદરતનાં બેપણાંને કાયદે એ બને એકમેકની સાથે વણાઇને ગુજરેલાં રવાનની હાલત ઉપર અસર કરી તેનાં આગલ વધવાનાં કાર્યમાં મદદકર્તા થઇ પડે છે. આ કારણસર દરેક ગુજરેલાં રવાનો પોતાનાં હેયાત ખેશીઓ તરફથી ક્રીયા કામની ખાહેશ રાખી તેનો લાભ મેલવવા આતુર રહે છે, જેનો ઇસારો આપણને ફરવરદીન યશ્તમાં મલે છે.

## ગુજરેલાંઓના ફાયદા માટે થતી ક્રીયાઓનો જીવતાંઓને મલતો બદલો.

જરથોસ્તી ક્રીયાઓના મુખ્ય બે વીભાગ છે. એક "**જન્દેહરવાન**" યાને કે જીવતાંઓનાં ફાયદાને લગતી ક્રીયાઓ જેવી કે યજશ્ને, જશન, આફ્રીનગાંન, ફરેસ્તા નવજોત, નાવર, લગન, વીગેરેનો, અને બીજો "**અનુશેહ રવાન**" યાને ગુજરેલાંઓની ક્રીયાઓને લગતો. આ બંને પ્રકારની ક્રીયાઓની ખીશ્કારી અને કાર્ય જુદું જુદું હોય છે. ગુજર પામેલાં રવાનોનાં ફાયદા માટેની "અનુશેહ રવાન" ની ક્રીયાઓમાં પણ યજશ્ને, આફ્રીંન્ગાંન, સ્તુમ, ફરોખ્શી, બાજ, વંદીદાદ વીગેરે આવે છે,—પણ એ ક્રીયાઓ ગુજર પામેલાં રવાનોના લાભના મુળ હેતુથીજ કરવામાં આવે છે, જેમાં જીવતાંઓ

પોતે પોતાનાં કોઇપણ જાતના લાભની ઇચ્છા રાખતાંજ નથી, પણ તેઓ અણદીઠ આલમમાં પોતાનાં વીખુટાં પડેલાં વ્હાલાં ખેશીનાં રવાનને મદદ કરવાની, તેને શાંતી બક્ષનારો ક્રીયાઓનો મદદરૂપી જોશ તે રવાનનાં ફરોહરની મારફતે ત્યાં પુગાડવાની એકલી એકજ નેમથી તમામ ક્રીયાઓ કરાવે છે.

પણ કુદરતની અંદર જે **"આપ-લે"** (give & take) નો તેમજ **action-reaction** યાને કીધેલું પાછું આવવાનો કાયદો ચાલી રહેલો છે, તે ઉલ-વુજુબ કાયદા પ્રમાણે ગુજરેલાં રવાનો પોતાને, જીવતાં ખેશીઓએ કરાવેલી ક્રીયાથી જે અમુલ્ય ફાયદો થાય છે તેનાંથી ખુશ્નુદ થઇને, તેનાં વળતા જવાબમાં વગર માંગવે પોતાનાં ભલા ઉત્તમ આશીશો તે હૈયાત ખેશીઓ ઉપર વરસાવે છે.

જેમ જીવતાંઓ તરફથી થતી ક્રીયાઓનો જોશ ફરોહરની મારેફતથી ગુજર પામેલાં રવાનને પુગે છે, તેમજ તેનાં જવાબમાં **ગુજરેલાં રવાનો તરફનાં ભલાં આષીશોનું જીવતાંઓને પુગવું પણ તે રવાનનાં ફરોહરની મારફતેજ છે.** આવી રીતે ફરોહર-એ જીવતાં અને ગુજરેલાં રવાનો વચ્ચે હંમેશનું જોડાણ કરાવી અપાવી તેઓને અરસ પરસનો લાભ પુગાડનાર એકપુરી સાંકળ છે.

તમામ જગતમાં વ્યવસ્થા કરવા માટે ચાલી રહેલી ગતી (motion)નું નામજ ક્રીયા છે. કુલ સૃષ્ટીનાં બસીત થવામાં તેમજ સેવટની નેમ તરફ જવામાં ખુદ દાદાર અહુરમઝદ મીનોઇ આલમમાં મહાન યઝદી શકિતઓની સાથે મળીને **"અહુનવર"** મુજબની યસ્ન (ક્રીયા) કરી રહ્યા છે, કે જેનું બ્યાંન આપણને ફરવરદીન યશ્તનાં શરૂઆતનાં ફકરાઓમાં મળે છે. આવી રીતે કુલ સૃષ્ટીનો પાયો યસ્નની ઉપરજ રચાયલો છે અને **જરથોશ્તી ધર્મ કે જે તમામ Cosmosનું જ્ઞાન આપનારૂં એકલું સાંધન છે તેનો મુળ પાયો પણ યસ્ન-યસ્ન અને યસ્નજ છે.** આ જીવતી જીંદગી દરમ્યાન તેમજ મરણ પછી અણદીઠ આલમમાં દરેક રવાનને તેની આત્મીક વૃદ્ધિનાં માર્ગમાં મદદ કરનાર અને કુદરત સાથે સમાગમમાં લાવનાર જે એકલુ સાંધણ છે તે **ક્રીયા-ક્રીયા અને ક્રીયાઓજ છે.** માટે જરથોસ્તી ધર્મને કદીભી જરથોસ્તી ક્રીયાઓથી છુટો પાડી શકાયજ નહિ એ કુદરતી છે. એ બંને તો રોજે-અવ્વલથી એકમેક સાથે મજબુત રીતે જોડાયલાંજ છે અને સદા જોડાયલાજ રહેશે.

## "ક્ષ્નૂમ"નાં જ્ઞાનનું બખ્તરજ દીની માન્યતાના કીલ્લાનું રક્ષણ કરશે.

આજે જે થોડાક મુઠ્ઠીભર સુધારક સાહેબો જરથોસ્તી ધર્મની બુલંદ ક્રીયાઓ સામે વાંધો ઉઠાવી કોમનાં દીનદારોનું યકીન ડામાડોળ કરવાનું આસ્મોગી ભર્યું કામ કરી રહયા છે, તેઓ શું પોતાની વહેંતયાં જેટલી અક્કલ (Dwarfish sense) કે જેનું બીજું નામ "બી-વકુફી"જ છે, તેને શું તેઓ પેગામ્બર સાહેબ જરથુસ્ત્રની ઉંચ "આસ્ને-વીર"ની મીનોઇ અક્કલ શકિત કરતાં વધુ સમજે છે?–કે જેથી તેઓ લાંબા કાળથી ચાલતા આવેલા રીતરીવાજો–રાહ રસમો–ફરમાનો–તરીકતો અને ક્રીયાકામોને પોતાનાં મનનાં માની લીધેલા વાહીયાત ફાંટા મુજબ તોડવા અને ફેરવવા તૈયાર થયા છે? શું તેઓ જાણુતા નથી કે **એ બધી ચીજોની જાળવણીને ખાતર તો આપણાં પુજય પણ કમનશીબ ઇરાની વડવાઓએ આજથી ૧૧૦૦ વરસની વાત ઉપર પોતાની પ્યારી ભુમી માલ–મીલકત–ધન દોલત–એશ કુટુંબ વીગેરે સર્વે ખુશીથી છોડીને હીન્દની પરાઇ જમીનનો આશારો લીધો હતો કે જયાં તેઓ એ કીંમતી ધાર્મીક વારસાની જાળવણી પહેડી-દર-પહેડી કોઇનીબી ખલલ વગર શાંતીથી કરી શકે.**

જરથોસ્તી તરીકતોનાં પાલણમાં–તેમજ ક્રીયાઓની ઉજવણી અને પવીત્ર આલાતોની જાળવણીમાં આજે આપણને કોઇબી પારકા ધર્મવાલાની કે રાજ–સરકાર તરફની બાધ કે નડતલ નડતી નથી, પણ ખુદ આપણી પોતીકી કોમનાંજ જરથોસ્તી કહેવાતા શખ્સો સુધારાની ધુંધમાં આ ઉત્તમમાં ઉંત્તમ ચીજોને તોડવા તૈયાર થયા છે એ આપણી કોમની કમનશીબી છે.

દીન ઉગે નવા નવા ફતવાઓ અને ધામીંક રમખાણો ઉભા કરતા સુધારકોની જાળમાં ફસતાં બચવાનો આપણે માટે એકજ ઇલાજ છે અને તે એ કે ધર્મનું ખરૂં જ્ઞાન કે જે "ઇલ્મે-ક્ષ્નૂમ"નાં નામે જાણીતું છે તેનો બની શકતો લાભ દરેક માબાપોએ પોતે લઇને પોતાનાં ફરઝંદોને પણ ચાલુ આપતાં રહેવું, કે જેથી ભવિષ્યની ઓલાદ પોતાના બાપીકા બુલંદ મહઝબની મોતેબરી પીછાણી તેનાં ફરમાનોને અનુસરીને ચાલે. **આપણે પોતે તેમજ આપણાં ફરઝંદો જો ખરાં દીની જ્ઞાનનાં બખ્તરથી સજ થયલાં હોઇશું, તો મકદુર નથી કોઇબી સુધારકની કે તે આપણી દીની માન્યતાના અખંડ કીલ્લાને જરાબી હચમચાવી શકે!**

આજે જે સાહેબો બુલંદ જરથોશ્તી દીનની ઠેકડી કરી રહ્યા છે અને તરીકત તેમજ ક્રીયા વગરનો સાદો જરથોસ્તી ધર્મ સુચવી રહ્યા છે, તેઓને ધીક્કારવાને બદલે આપણી ખરી ફરજ તો તેઓની તરફ દીલસોઝીથી જોવાની છે, કારણ આ બીચારાઓ પોતાની અજ્ઞાનતાથીજ ઉંધે માર્ગે પોતે દોરવાઇને બીજાંઓને દોરવી રહ્યાં છે, તેઓનો ખુદા તેઓને સદબુદ્ધિ બક્ષે અને ખરાં દીની જ્ઞાનની રોશનીનું કીરણ તેઓમાં પ્રકાશે એવી રાદી દુવાનાં મીથ્રો ( વીચારો ) જો આપણે ચાલુ કર્યા કરીએ તો તેની અસર તેઓ ઉપર થયા વગર રહે નહિ.

## "મીથ્ર" યાને વીચાર-શકિતની પ્રબળ અસર.

માજદયસ્નની જરથોસ્તી દએનની અંદર જેટલી અગત્યતા **"માંથ્ર"**ને અપાયલી છે, તેટલીજ બલકે તેથીબી વધુ અગત્યતા **"મીથ્ર"** યાને વીચારોને સીધે રાહે, અશોઇના લાઇન ઉપર રોકવા માટે અપાયલી છે, તેથી આપણુ બસ્તે-કુસ્તીઆનોએ તો **"સાહેબે-મીથ્ર"** (masters of thought power) થવાનું છે, કારણ કે આપણે આગલ જોઇ ગયા તે મુજબ દરેક કાર્ય (deed) જે બને છે તેના પાયામાં તેને લગતો મીથ્ર યાને વીચાર (thought) તો રહેલોજ છે. માટે આપણુ ઇનસાનોએ પોતીકી મનશ્ની-ગવશ્ની અને કુનશ્નીને કુદરતના હુમત-હુખ્ત અને હવરશ્તને અનુસરતી રાખવી ધટે છે.

પવીત્ર ગાથાની અંદર જે **"પઇત્યૉગેત"** યાને "કીધેલું પાછું આવવાનો" એટલે કે "વાવો તેવું લણો અને કરો તેવું પામો"નો કાયદો સમજાવ્યો છે તે ઉપરથી માલમ પડે છે કે, દરેક ઇનસાન પોતેજ પોતાની સરજત યાને નશીબનો ધડનાર છે. જેવું તે માંગશે તેવુંજ તેને મલશે. હાલમાં જે કાંઇ દુખ કે સુખ આપણે ભોગવી રહયાં છીએ તે ભુતકાળમાં કીધેલા વીચાર-વચન અને કાર્યોનું પરીણામ છે, અને હાલમાં જે કંઇ વીચાર-વચન અને કાર્યો કરીશું તેનો ભલો કે બુરો બદલો ભવિષ્યમાં ભોગવીશું. આવી રીતે આપણાં પુજ્ય પેગમ્બર સાહેબે આજથી લગભગ નવ હજાર વરસની વાત ઉપર ગાથામાં જે **"પઇત્યોગેત"**નો કાયદો શીખાડેલો છે તેને આજનાં પશ્ચીમનાં અંગ્રેજ વીદવાનો વટીક કબુલ રાખીને કહે છે કે man is the architect of his own fortune માનવી પોતાના નસીબનો ધડનાર શિલ્પી પોતેજ છે. મીથ્ર યાને વીચાર-શકિતની પ્રબળ અસર વીષે લખતાં એક ઇંગ્રેજ

લખનાર જણાવે છે કે:-

"Every achievement is first of all an idea; each visible successful act is primarily an invisible thought."

"The kind of mental life we are living now, will decide the kind of mental life we shall live in the years to come."

"This is not preaching; it is science. What you are today is due to what you were and what you did or neglected to do in years gone by."

"દરેક કાર્ય મુળમાં તો વિચારજ છે; દરેક દેખીતું ફત્તેહમંદ કાર્ય મુળે તો એક અણદીઠ ખ્યાલજ છે."

"હાલમાં જે માનસીક જીંદગી આપણે ગુજારયેં છીએ તે હવે પછીનાં વર્ષોમાં આપણે જે પ્રકારની માનસીક જીંદગી ગુજારશું તે નક્કી કરશે."

"આ કાંઇ ખાલી વાયજ નથી; એ તો સાયન્સ (વહેવારૂ જ્ઞાન) છે. આજે જે કાંઇ તમો છો તે, ભુતકાળનાં વરસોમાં તમો જેવા હતા અને જે કાંઇ કર્યું હતું યા કરવાની ગફલતી કરી હતી, તેનું પરીણામ છે."

ત્યારે આજે આપણે હીન્દુસ્તાનની ભુમી ઉપર પારસી માબાપને પેટે અવતરીને જરથોશ્તી ધર્મ અંગીકાર કીધો છે એ કંઇ કુદરતનો એક અકસ્માતીક બનાવ નથી, પણ તે તો આપણે આપણી આગલી જીંદગી દરમ્યાન કીધેલાં વીચાર-વચન અને કાર્યનું એક અચુક પરીણામ છે, જેમાં તે કુદરતના સાહેબનો ઇનસાફ અને નેમ સમાયલી છે. આવી બુલંદ માજદયસ્નની જરથોશ્તી દએનમાં જન્મ લેવાને આપણે ભાગ્યશાલી થયા છીએ તે માટે તે સાહેબની હરદમ શુક્ર ગુઝારી કરવાને બદલે કેટલાક સાહેબો અફસોસ કરે છે કે, "અહીં જન્મ્યા તેને બદલે વેલાતમાં મડમને પેટે જન્મ્યા હોતે તો કેવી મઝાહ પડતે?" આ જાતની મનોવૃતી તેઓને ભવિષ્યમાં કયાં ઘસડી જશે તેનો ખ્યાલ કરતાં અફસોસ ઉપજે છે.

## તરીકતોની બુલંદીના મીથ્રજ આપણને ભવિષ્યમાં તેની અમલ્યાતના સંજોગો લાવી આપશે.

આજના આ હાશમી જમાનમાં આપણે ગમે એવા ઓરથોડોક્ષ વીચારનાં અને ધર્મી હોઇએ, છતાં એક ખરા જરથોસ્તી તરીકેન અમદયાતી જીંદગી ગુજારવાનાં સંજોગોની ગેરહાજરીમાં આપણી હાલત એક

બસ્તેકુસ્તીયાંન દુરવંદ જેવીજ ગણાય, પણ તેથી કંઇ આપણે નાસીપાસ થઇને જરથોશ્તી ધર્મને તરછોડવાનો નથી. પણ મીથ્રને કાયદે આપણા બુલંદ ધર્મની ક્રીયાઓ અને તરીકતોનું ખરૂં રહસ્ય સમજતાં થઇ, તેનો બની શકે તેટલો ભાંગો તુટો બી અમલ કરતાં રહી, પુરો અમલ કરવાના સંજોગો ભવિષ્યમાં મલે એવી ચાલુ ખાહેશ જીગરમાં કર્યા કરવાની છે, કે જેનું પરીણામ કુદરતના "પઇત્યૉગેત"ને કાયદે આવ્યા વગર રહેવાનું નથી.

માટે દરેક નાનાં મોટાં જરથોશ્તી નરનારીઓએ ચાલુ એવાજ મીથ્રમાં મશગુલ રહેવું જોઇએ કે.

"અય પાક દાદાર અહુરમઝદ! આ જીંદગી દરમ્યાન મારા ખુદાની મહેરબાનીથી તમોએ મને બરજીસી જીરમને લગતી બુલંદ માજદયસ્નની જરથોશ્તી દએનની અંદર જન્મ આપ્યો છે, તે માટે હું મારૂં સર નમાવી તમારાં હજારો શુક્ર ગુજારૂં છું. પણ કમનશીબી મારી એ છે કે આ હાશ્રમી જમાનની અંદર હું બસ્તે કુસ્તીયાંન દુરવંદી તોરમાં પડેલો હોવાને લીધે, જરથુશ્ત્ર સાહેબનાં ફરમાનો તરીકતો અને ક્રીયાકામો ઉપર મજબુતાઇથી અમલ રાખી શકતો નથી. આ મારી મોટામાં મોટી કમનશીબીને લીધે આ જીંદગી દરમ્યાન મારાં રવાનની નાઝી યાને બોખ્તગી તો નથીજ થવાની, અને કેશાસને કાયદે તેમજ મરગરજાંન ગુનાહોને લીધે મને ફરી આ ખનીરથબામી ઉપર જન્મ લઇ દોજખી થવાનું છે, તો ઓ રહેમદીલ સાહેબ! હવે પછીનો જન્મ મને ઉરવાનની વૃદ્ધિને ખાતર ઉરવાનનાં પુરતાં ખીલેલાં ભાન સાથે બુલંદ માજદયસ્નની જરથોશ્તી દએનનાં કોઇ એવાં ઉંચ ધાર્મીક કુટુંબમાં આપજો, કે જ્યાં મને બચપણથીજ જરથોશ્તી તાલીમો–તરબ્યત મુજબ ઉછેરવામાં આવે, કે જેથી હું મોટો થઇને જરથુશ્ત્ર સાહેબનાં દરેક ફરમાનો તરીકતો અને ક્રીયાકામો ઉપર મજબુતાઇથી અમલ રાખી મારાં રવાનની બોખ્તગી મેલવવાને ભાગ્યશાળી નીવડું. "**ફ્રશો–ગર્દ જુજવાવી**" માટેની આવી ભલી મુરાદ મારે માટે તેમજ જરથોશ્તી ઉમ્મત (કોમ)નાં તમામ રવાનો માટે આમીન હોજો!"

આ જાતના મુબારક મીથ્રને ટેકો આપનારૂં જે બુલંદ પાજંદ ભણતર સ્તોતને કાયદે આપણાં મહાન આબેદ **દસ્તુરાંન દસ્તુર આદરબાદ મારેસ્પંદ સાહેબે** રચી આપ્યું છે તે "**દીનનો કલમો**" છે. હાલની મોજુદ ગુજરાતી અવસ્તા કેતાબો (ભણવાની ચોપડીઓ)માં એ પાજંદ દીનનો કલમો "**દીન દીને જરથોશ્ત, દીને અહુરમજદ, દાદે જરથોશ્ત્ સ્પિતમાન્**"વાલાં વાકય આગલ ખતમ થાય છે, પણ ખરી

રીતે જોતાં તે પછી બી એને લગનો નીચલો ખરો અગત્યનો ભાગ જે બીજી કેતાબોમાં મળે છે તે ભણાવો ઘટે છે:

**"બોશક્ વ બીગુમાન્ રાસ્ત્ દીને જરથોશ્ત્ સ્પીતમાન્. અએ યજદાંન્! બ દર્ગાહે-તો હજારાંન્ હજાર્, બીવર્ હજારાંન્ હજાર્ સેપાસ્ મીકુનમ્ કે દર્ દીને જરતોશ્ત્ મરા પેદા બેકર્દ ! અજ બરકતે-દીને-ઉ મન્ દર્ ગરોથમાન્ યકીન્ ખાહમ્ શુદ્. યકીન્ ખાહમ્ કે જુમ્લે બસ્તે-કુસ્તીઆંને નીકુ-કેર્દારાંને હફ્ત્ કેશ્વર્ જમીન્ બા મા હમા જોર્ બાદ્! યક્ અજ મા શોમોર્દન્ હજાર્ બાદ્!**

**કબુલત્ બાદ્ યક્સર્ પુજેશે-મા,**
**બે દર્ગાહત રસાદ્ અ મોર્જેશે-મા.**

**ગુનાહ્ ગુજારશ્ને; કેર્ફેહ્ અફ્જાયશ્ને. અશેમ્ વોહૂ ૧.**

યાને કે, "જરાતોસ્ત સ્પીતમાન સાહેબની રાસ્ત દીન બાબે હું બીશક અને બીગુમાન છું. અએ યજદાં! તારી દરગાહમાં હઝારો હઝાર, લાખો લાખ સેપાસ ગુઝારૂં છું, કે તેં મને જરતોસ્ત સાહેબની દએનમાં જન્મ આપ્યો! તેની દએનની બરક્કતથી હું ગરોથ્માનમાં નક્કીજ દાખલ થઇશ. હું ખચ્ચીતજ ચાહું છું કે હફ્ત કેશ્વર ઝમીનના તમામ ભલી કેરદારનાં બસ્તે કુશ્તીઆંનો અમારી સાથે હમા-ઝોર થાઓ! અમારી તરફની એક ખાહેશ હઝાર ગણી હોજો!

અમારી ફરીયાદ તુને એકદમ કબુલ હોજો,
અમારી માફી તારી દરગાહમાં પોહોંચજો, જેથી ગુનાહ કમ થાય અને સવાબ જયાદા થાય! અષેમના મીથ્ર આમીન!"

જો દીનદાર વાંચકો પોતીકાં વ્હાલાં ફરઝંદોને નવજોતના વખતથીજ ઉપર લખ્યા મુજબનો સંપુર્ણ પાઝંદ દીનનો કલમો તેને લગતા મીથ્ર સહીત ભણતાં શીખવવાની કાળજી રાખે, તો ભવીષ્યની પારસી ઓલાદ ધાર્મીક યકીનની અને દીનચુસ્ત નીવડી કોમની કીર્ત્તીને જરૂર ઝળકાવશે.

મીથ્ર યાને વીચારની બળવાન અસરનો ફાયદો જેવી રીતે જીવતાંઓ પોતે મેલવી શકે, તેવીજ રીતે તેઓ પોતાનાં વ્હાલાં ગુજર પામેલાં ખેશીનાં રવાનને માટે પણ જો યોગ્ય મીથ્ર કરે, તો તેનો લાભ તે રવાનને જરૂરજ મલી શકે. માટે જે દીનદાર હમદીનો એતેકાદ રાખી પોતાનાં ગુજર પામેલાં વ્હાલાં રવાનોને માટે ક્રીયાકામો કરાવતાં હોય, તેઓએ એ ક્રીયા પુરી થયાં પછી મરનારની નૈયતે લોબાન મુકતી વખતે ક્રીયાને અનુકુળ થતાં શું મીથ્ર કરવા તે હું નીચે રજુ કરૂં છું:

## ગુજરેલાં અનુશેહ-રવાંનોની નૈયતે થતી યજશ્ને-વંદીદાદની ક્રીયા વખતે કરવાના ટુંક મીથ્ર.

બેહેશ્ત-બહેરેહ (ફલાંન બીન ફલાંન)નાં (અત્રે જે ગુજર પામેલાં રવાનની નૈયતે ક્રીયા થતી હોય તેનું નામ તેનાં સગા બાપ સાથે લેવું) અય અનુશેહ રવાન! આજ રોજે અત્રે તારી નૈયતે સ્થાપીત આલાતોના સીલસીલાથી જે (યજશ્ને કે વંદીદાદ જે હોય તે)ની ક્રીયા કરવામાં આવી છે, તે ક્રીયાથી ઉભું થયલું યઝદી કેહપ તું કુદરતનાં જેમી મરકજ ઉપર હોય ત્યાં તુંને તારાં ફરોહરની મારફતે પુગો. અને તુંને તારી કેરદારને પીગળાવવાનાં તેમજ "બંદ-દરેશ"ની બેડીને ખોલવાનાં અને તારે લગતા રૂહાંની અંશોને બેંગીને "ખએત્વદથ" પામવાનાં બુલંદ કાર્યમાં આ (વંદીદાદ કે યઝશ્નેની) ક્રીયા તુંને સેતાબ મદદગાર થાઓ, કે જેથી તું ખાકની ગતીમાંથી છુટી ફ્રવષીની ઉંચ હાલતે પુગી "અરદાફ્રવષ"ની મહાન મીજલસમાં નીસ્તીએ-અવ્વલના મરકઝોમાં સામેલ થાય. આ બુલંદ કાર્યની અંદર દીનના કાયદેસર સ્થાપીત થયલા આલાતોમાં ખોરદાદ અમશાસ્પંદનાં હમકાર સરેદ યઝતની જે ગતી વહી રહેલી છે, તે ગતી અત્રે થતી ક્રીયાથી જોશ પામી-પુરબહારમાં આવી, અય વ્હાલાં અનુશેહ ગુઝસ્તે રવાન, તુંને કેશાશથી મુકત કરી અશવનની હાલતે જવાનો મોકો ઉભો કરી આપે. આમીન!

દીનનાં ૩૩ આલાતો સાથના યઝતી સંબંધથી થયલી આ મોતેબર ક્રીયા જે ૩૩=૩+૩=૬ નાં અયદાદ (આંકડા)નો ભેદ ધરાવે છે, તે ક્રીયા, અય અઝીઝ રવાન, તુંને છ ગાહામ્બારોનાં તબકકાઓમાંથી પસાર કરાવી રૂહાંની વૃદ્ધિની નેમમાં પાર પાડો! આમીન! આમીન! આમીન!

## ગુજરેલાં અનુશેહ-રવાંનોની નૈયતે થતાં આફ્રીન્ગાંન વખતે કરવાના મીથ્ર.

બેહેશ્ત બહેરેહ (ફલાંન બીન ફલાંન)નાં-અય અનુશેહ રવાંન! આજ રોજે અહીં તારી નૈયતે જે આફ્રીન્ગાંનની હુસ્મોરદી ક્રીયા કરવામાં આવી છે, તે પ્રાર્થના યાને ભકિતરૂપી ક્રીયાના મીથ્રના જોશથી, માંથ્રના સ્તોતથી અને યસ્નની ભલી ખારતરોની મદદથી કરીને તારી પોતીકી ઉપર જીવતી જીંદગી દરમ્યાન પડેલી "બંદ દરેશ"ની બેડી દુર થઇ, તારી રય (મીનોઇ હોશ) પુર બહારમાં ખીલો, અને તું તારા હુમત, હૂખ્ત, હવરસ્તને ઉભા કરી યઝદોની માફક વર્તી, આ ગેતી સાથનું

વળગણુ-અંધકારી ક્ષપ્નતું આકર્ષણુ જે રવાનને માટે અંધકારમયું છે, તે વળગણુને તોડીને, તેમજ તારે લગતા અંશો જે ૧/૧૦ ને કાયદે નીચલી પેદાયશો જેવી કે હેવાન-ઝાડપાન ખનીજમાં ગયલા છે, તે અંશોનાં ગેતી તરફનાં વળગણુને પણ તોડીને, એ અંશોને તારી તરફ ખેંચીને, તેઓને તેરવવાના ઉંચ મીનોઇ ઉદયોગમાં તું લીન થઇ, એક ખરા "**પસે-રતુ**" અને "**ક્ષથ્રયાંન દંઘહુપઇતી**" એટલે પશુઓનો સરદાર યાને કે તારે લગતા રૂહાંની અંશોને નીચલી પેદાયશોમાંથી તારાં રવાન તરફ ખેંચી તેઓની બનેલી અનજુમનનો તું ગીનોઇ અખીકારવાલો **શહેનશાહ** થવાને ભાગ્યવંત નીવડો! આ માટે અહીં આફ્રીન્ગાંનના કરદાઓમાં જે ઉત્તમ દુઆ ચાહવામાં આવી છે, તે ભકિતનો નાદ તારાં ફ્રોહરની મારફતે તુંને અર્પણુ થાઓ! આમીન! આમીન! આમીન!

## ગુજરેલાં અનુશેહ-રવાંનોની નૈયતે થતી દરૂનની બાજની ક્રીયા વખતે કરવાના મીથ્ર.

એહેશ્ત-બહેરેહ (ફલાંન બીન ફલાંન)નાં અય અનુશેહ રવાન! આજ રોજે અહીં તારી નૈયતે જે બાજની ક્રીયા કરવામાં આવી છે તેનો ભલો ઇન્ફ્રાલ (નતીજો) તુને મળો! અય રવાન, તું તો કદીમ છે. તુંએ તો એક વખત બાજ ધરેલી છે, યાને કે તનોમંદ હાલત ધારણુ કરવા આગમચ ખુદ-પરસ્તી નહી પણુ અહૂ-પરસ્તીના નાદમાં લીન રહી તું ફ્રોહેરનાં ગતી મીનો કરકોના મરકઝપર કમાઇ ચુકેલું છે. પણુ તું જયારે તારે લગતા દ્રવાઓમાંથી બનેલાં શરીરમાં ઉતરયું, ત્યારે તારા એ મીનોઇ હોશની ઉપર કુદરતના હદ-ઇનસાફને કાયદે "**દરૂષિ દ્રઑશ**"નું એજમતી હથ્યાર ધરાવનાર **અશો સરોશ** યઝદે"**બન્દ-દરેશ**"ની બેડી તારી **સમ**તીથી મુકી હતી. તારાં શરીરનાં મને (mind) જીવતી જીંદગી દરમ્યાન અહૂ-પરસ્તી કહેતાં **તે સાહેબ**નુંજ કહેલું કરવાને બદલે ખુદ-પરસ્તી-વોહુન-પરસ્તી કહેતાં દ્રવાઓની ગતી-પોતાનાજ ફાંટા મુજબ ચાલવાની ગતી બતાવી, તેથી તેનો ભાર (એજાબ) આજે તું મરણુ પછીની હાલતમાં ખમી રહેલું છે. આવાં તારાં શરીરને અને તારેજ લગતા બીજા અંશોનાં શરીરોને અહૂ-પરસ્તીનો પાઠ શીખાડવાની ફરજ, અય રવાન! હવે તારેજ માથે રહેલી છે.

"**અએષ્મ ખ્રવી-દ્રઑશ**" યાને **શરીર**માં રહેલા હવસોના દેવમાંથી મરણુ વખતે ઉભી થતી બુરી ગેરઇનસાફી વર્ત્તણુંક કે જે તારી "**બંદ-દરેશ**" ઉંચકવામાં હરકત કરી, તુને "ક્ષફ્રન" યાને ગેતીનાં

અંધકારી ખેંચાણ તરફ રાખી ભાન ભુલ્યું બનાવે છે, તેનાંથી થાકીને નસોસ નહીં થઇ જતાં, તું આ બાજની ક્રીયાની ખુબીથી "**અઝ્ અનાઇ ખુરસંદ હોમ્**" યાને કે "જે કંઇ દુખ-હલાકી પડે તેથી હું ખુશાલ છું-એ દુખજ મને કાયમનાં સુખ તરફ લઇ જશે," એવા નાદમાં તું લીન રહીને "ક્ષફ્ન"ની બેદાદગરીને તેમજ તારા દ્રવાઓની "**અએષ્મ ખ્રવી દ્રુઓંશ**"ની ગતીને તોડીને સરોશની મારફતે તારી "બંદ-દરોશ"ને ખોલવામાં તું લીન્ન રહેજે!

## ગુજરેલાં અનુશેહ-રવાંનોની નૈયતે થતી ફ્રવષી યાને ફરોખ્શીની ક્રીયા વખતે કરવાના મીથ્ર.

બેહેશ્ત-બહેરેહ (ફલાંન બીન ફલાંન)નાં અય અનુશેહ રવાન! તું તો એક વખત અહુ-પરસ્તી કરીને "**અઇર્યમા**"ની ગતીએ પુગી ફરોહર લેવા પામ્યું છે. પણ તારાં જડ તેમજ સુક્ષ્મ તનનાં અનુએ અનુઓ કે જેઓ વોહુનની ખરફ્સ્ત્રી ગતી ધરાવવાને લીધે ખુદ-પરસ્તી કરી રહયા હતા, તેની તેમજ તારાં સગાંઓ (રૂહાંની અંશો) જે ઇનસાન રૂપ કે હેવાન, ઝાડપાન, ખનીજ રૂપમાં હોય તે બધાંનાં મનની ગતી ગોસ્પંદી થાય, અને તેઓ અહૂ-પરસ્તીના નાદમાં લીન્ન થઇ "**આરમઇતી**"= ખાકસારી બતાવી, "**રશ્નુ**"એ પુગે યાને કે એવી સાચ્ચી ગોઠવણી પામે કે જેથી તેઓ "**યઓન**"=અહૂ સાથનો સંબંધ-જોડાણ પામી ફ્રવષીની સંપુર્ણતાએ પુગે. "અરદા-ફ્રવષ" (ખાકની ગતીમાંથી છુટી ફ્રવષીનો ભાગ પામવા)ની આવી બુલંદ હાલતે જવામાં અય રૂવાન! તુંને અહીં થયલી ફરોખ્શી યાને ફ્રવષીની બુલંદ તલેસમ રૂપની ક્રીયા મદદગાર થાઓ! આમીન!

## ગુજરેલાં અનુશેહ-રવાંનોની નૈયતે થતી સ્તુમની ક્રીયા વખતે કરવાના મીથ્ર.

બેહેશ્ત-બહેરેહ (ફલાન બીન ફલાંન)નાં અય અનુશેહ રવાંન! આજ રોજે અહીં તારી નૈયતે જે સ્તુમની પવીત્ર ક્રીયા કરવામાં આવી છે, અને એની અંદર જે "**ગવ-મ્યઝદ**"ને લગતું નીર્દોષ ખાણું રજુ કરવામાં આવ્યું છે, તે ગવનું પોશણ તુંને તારી "બંદ-દરોશની" કબસ હાલત વખતે મદદગાર થાઓ, અને તું તેમજ તારાં સબંધના માનવીનાં રૂવાનો જેવાં કે મા બાપ, સગાં વ્હાલાં, તારી કોમવાલા, તેમજ તારે લગતાં હેવાન, ઝાડપાન, ખનીજનાં રૂહાંની અંશો જેઓ ગેતીના રખડાટની

પરાગંદે હાલતમાં હોય તે બધાંઓ તેમાંથી છુટીને, પોતાનાં અસલ વસવાટનાં ઘરમાં (બાપીકાં મરકજ ઉપર) જવાને ભાગ્યવંત નીવડો. કુદરતની અંદર આ કાર્યમાં તમોને મદદ કરીને રસ્તો દેખાડનારાં મોટા સાહેબોના આગલ વધેલાં જે ઉંચ રવાનો છે, જેઓની નામ-બ-નામ યાદ આ સતુમની પ્રાર્થનામાં ભકિત સહીત કરવામાં આવી છે, તેઓની યારી તુંને મળો. આમીન !

આવી રીતનાં આફ્રીનગાંન-બાજ ફરોખ્શી-સ્તુમની "અઇપી"ની હુસ્મોરદી ક્રીયાઓના તેમજ એ ક્રીયાઓની અસરોના જોશને ચાલુ પોષણ આપનારી યજશ્ને-વંદીદાદની અવ્વલ મરતબાની ક્રીયાઓ વખતના મીથ્ર છે, કે જે ક્રીયાઓ "મુસ્તજાબ" યાને જવાબ મેલવી આપનાર પ્રાર્થના નામે ભકિત રૂપ છે. એટલે એવી પ્રાર્થના છે કે જે તરફ તે રૂવાનનું ફરોહર ખેંચાય છે અને ભકિતનો નાદ તથા ક્રીયાની ખુબીથી થતાં કેહર્પ (ફરેસ્તા રૂપી અણદીઠ શકિત)ને તે ગુજરેલાંનું ફરોહર, કુદરતનાં અણદીઠ આલમનાં જેબી મરકજ ઉપર પેલું ગુજરનાર રવાન હોય તેની પાસે લઇ જઇ શકે છે, અને એ ક્રીયાનાં કેહર્પથી તે રવાનને પોતાની કેરદાર પીગલાવવામાં જે રાહત મલે છે તેનાં બદલામાં તેના ઉત્તમ આષીશો પેલાં ફરોહરની મારફતેજ ક્રીયા કરાવનાર (ફરમાયશ્ને) ઉપર કુદરતને અચુક કાયદે ઉતરે છે.

## ગેતીની ઉપરનું મોટામાં મોટું સવાબનું કાર્ય-તે જરથોશ્તી ક્રીયા કામ.

અય મુજનાં નેક અને ભલાં હમદીનાંનો ! જરથોસ્તી ક્રીયાકામોની મોતેબરીનો આવો કંઇક ક્ષનુમીક ચિતાર છે, કે જે ક્રીયાકામો અને તરીકતોનાં બેકીંમતી બળથી તો હઝારો સાલ વહી જવા છતાં-આજના જેવા બુરા જમાનામાં વટીક-આપણે એક કોમ તરીકે હૈયાત રહયાં છીએ અને રહીશું. ખાત્રીથી માનજો કે જો આ ગેતીની ઉપર કંઇ સૌથી મોટામાં મોટું સવાબનું કાર્ય થઇ શકતું હોય તો તે જરથોસ્તી ક્રીયા-કામોજ છે, પછી તે જીન્દેહરવાન (યાને જીવતાંઓ)ને લગતાં હોય-કે અનુશેહ રવાન (યાને ગુજરેલાંઓ)ને લગતાં હોય. જરથોશ્તી ક્રીયાકામો કરાવવાથી ફકત આપણી કોમનાંજ જીવતાં કે ગુજરેલાંઓને લાભ થાય છે એમ માની લેશો નહિ. **જરથોશ્તી ક્રીયાકામો તો કુલ જગતનાં ભલાં અર્થે છે અને તેનાં ચાલુ રહેવાથી ગેતીનાં તમામ ઇનસાનોને, ફકત ઇનસાનોનેજ નહિ, પણ જાનવર-ઝાડપાન-ખનીજ વીગેરેની**

**રજેરજને રૂહાંની ફાયદા પુગે છે.** દાદાર અહુરમઝદની નેમ તમામ સૃષ્ટી-રચનાને **"ફ્રશો-ગર્દ"** યાને નવીનપણું (Renovation) અપાવવાની છે, એટલે કે હસ્તીમાંથી નીસ્તી કરી તે નીસ્તીને પાછી હસ્તીમાં લઇ જવાની છે. આ તેવણુની નેમને પાર પાડવા માટે તેવણુનું મોટું મદદગાર **"યઝદી-મંડળ"** મીનોઇ રીતે કંઇક જમાનાઓ થયાં કાર્ય અને ક્રીયા કરી રહયું છે. કુદરતમાં ચાલી રહેલી આ યઝદી-મંડળની મીનોઇ ક્રીયાઓને મુકાબલેજ આપણી દીનની મોતેબર ક્રીયાઓ-**"આસ્ને-વીર"**ની ઉંચ મીનોઇ અક્કલ શક્તિ ધરાવનાર વખ્શુરે-વખ્શુરાંન રમ્ઝગો અહુરાના અશો સ્પીતમાન જરથુશ્ત્ર સાહેબે રચી આપેલી છે, **જે દીની ટ્રસ્ટને જાન કરતાંબી જયાદા ગણીને તેની પવીત્ર જાળવણી કરવાની દરેકે દરેક સાચ્ચા જરથોશ્તી નર-નારીઓની મોતેબર ફરજ છે.**

## જરથોશ્તીઓનાં ખુનમાં રહેલી પારસીપણાંની "ખુનક" જાળવવાની જરૂર.

**"ચિથ્રેમ બુયાત"**ની પાજંદ સેતાયશ જે આપણા છેલ્લા રાઇનીદાર સાહેબ દસ્તુરાંન દસ્તુર આદરબાદ મારેસ્પંદ સાહેબે સાસાની શાહાનશાહ શાહપુરશાહ બીન હોરમઝદનાં રાજમાં ઉભી કીધી છે, તેમાં એવણુ સાહેબે દુવા ચાહી છે-**( અને તે દુવા આમીન થશેજ ! )- કે, "પારસી પ્રજા તેનાં પારસી ખુનક ( યાને ખુનમાં રહેલી દીનની ભલી અસર)ની ખુબી સાથે નવા સોશ્યંત "બહેરામે વરજાવંદ" આવે ત્યાં લગી દુન્યામાં ટકી રહેજો" આમીન !**

આવી રીતે સારે આજના પારસીઓનાં શીર ઉપર દીની માન્યતાની અખંડતાને ટેકવી રાખવાનાં ત્રસ્ટની મહાન જુમેદારી છે, તેને જે કોઇ શખ્સ થોકરે મારશે તે કુદરતનાં ટ્રસ્ટ ભંગનો ગુનેહગાર ગણાશે. પારસી પ્રજાને ઇરાનથી હીંદુસ્તાન આવવાનું એજ કારણ હતું. માટે જે કોઇ પોતાનાંજ બાપદાદાને બેવફા નીવડશે તેની સાથે જમાનોબી ખોટોજ નીવડશે, એ તો સત્યજ છે. જયાં લગી આપણુ દરેકમાં દીની ટ્રસ્ટને ટેકવવાની અને તેને બજા લાવવાની નેકી ઉભી થશે નહિ ત્યાં લગી આપણે ખરા નેક કહેવાશુંજ નહિ, દુન્યા આપણુને કદીબી પોતાનાં ભરોસામાં લેશેજ નહિ, આપણુંથી આવા બેમુળ ટ્રસ્ટનો ભંગ કરીને દુન્યામાં બાજી નેકી કદી કરી શકાશેજ નહિ.

એક ગુનેહગાર આદમીના ગુનાહો છે તે તેનાં મગજની મુઢ ગતી બતાવે છે—ખરી ગોસ્પંદી ગતીની ગેરહાજરી બતાવે છે. પણ જો તે ગુનેહગાર આદમો એવો મુઢ રહીનેબી દીની ટ્રસ્ટને સાચવશે તો કુદરત તેને દીની ટ્રસ્ટને ચલાવવાનો ફાયદો પુગાડવા બંધાયલી હોવાથી, દીનની તલેસમો તેને ગુજરતી વખતે મદદ કરશેજ. પણ ભલેને કોઇ આદમી બહારથી પાક જીંદગી ગુજારવાનો દાવો કરે, પણ જો તે આ દીની માન્યતાનાં ટ્રસ્ટને તોડશે તો કુદરત તેના સેવટની ગતીના નાભને તોડશે, એટલે દીનના મહેલના—જમાનાનાં તલેસમના તોડનારને કુદરત રેજરેજ કરશેજ. **હએનની આ બધી તલેસમોમાં તો યઝતોની નેકી પડેલી છે, અને ઇનસાન એવી તે બીજી કઇ નેકી કરવાનો છે કે જે નેકી આ દીની તલેસમની નેકીની બરોબરી કરી શકશે?**

જેમ જીંદગી ટકે છે તેનું કશું મુલજ નથી, અહુરમઝદની તે કરમ બક્ષેશ છે, જેનો બદલો ઇનસાન કદીબી આપી શકેજ નહિ, તેમ દીની તલેસમો જે ઉભી થાય છે જેમાં યઝતોની નેકી છે, તેની બરોબર ઇનસાનનો એવો કયો વીચાર પેદા થશે કે જેમાંથી તેવી નેકી પેદા પડશે? માટે દીની તલેસમ જે યઝતોની નેકી છે, જે ઇનસાનને ટ્રસ્ટમાં અપાયલી છે તેનો ઇનકાર કરનાર અને તેને તફરગે કરવાની કોશેશ કરનાર અહુરમઝદે બક્ષેલી જીંદગી જેવી ભલાઇને બરબાદ કરનાર ઠડે છે. ભલેને આજના જડ માન્યતાવાલાઓ આ બધાંને હમ્બગ ગણે, પણ તેથી કંઇ કુદરતમાં તે હમ્બગ ઠડતું નથી. આમ ત્યારે જમાનાથી ચાલી આવતા રીવાજો જેઓને **"દરેઘયાઓ ઉપયનયાઓ"** કહે છે, જેઓમાં અહુરમઝદના કાયદાઓ **(અહુરદાત)** નો વસવાટ છે, તેઓની ઉપર ખોટી મુઝાહેમત કરવી એ ડાહયા વીદવાન અને દુરઅંદેશ ઇનસાનનું લક્ષણ નથી. પોતે જો તે ચીજોની હકીકતને જાણ્યા વગર તેઓને હમ્બગ ગણવા જાય તો તે કુદરતી રીતે અજ્ઞાન પુરૂષોની જાહેલ્યતની સંફમાં ગણાય, કારણ જે ચીજની તેને ખબર નથી તે ચીજનાં ખરાં ખોટાંપણાં બાબે તે તોલ કેમ કરી શકે?

આજે જયારે બુલંદ બ્રીટીશ રાજ્યની અંદર દરેકને પોતાકો ધર્મ પાલવાની છુટ છે, ધર્મ પાળવામાં પારકાઓની દખલગીરી નથા, અને દીનની ખરી બુલંદી સમજાવનારૂં **"જરથોશ્તી ઈલ્મે-ક્ષ્નૂમનું જ્ઞાન"** ખુદાની મહેરથો મોજુદ છે, ત્યારે જોઇને સદ હજાર અફસોસ છુટે છે કે ખુદ ઘેરનાજ ગોધાઓ આંખ ફોડવા તૈયાર થયા છે. આજે પશ્ચિમનાં

જડવાદી સુધારા ઉપર દીવાના બનેલા અને પોતાને આલ્માઓમાં ખપાવતા થોડાક સુધારક સાહેબોને ભોંય ઉપર સચકાર કરવાની રૂઢી પસંદ નથી? ગેહસારણું ઘણું લાંબુ અને અર્થ વગરનું લાગે છે!! લાશને બાંધ મારીને લઇ જવાનો રીવાજ તો શરમભર્યો દેખાય છે!!! દોખ્મેનશીન થઇ લાસને ગીધ પાસે ખવડાવતાં એ લોકને ધ્રુજરાં છુટે છે!!!! અવસ્તા ભણતરો અને ક્રીયાઓ પાછલા જમાનાના મોબેદોએ ઉપજાવી કાઢેલાં લાગે છે, અને તરીકતોને એ સાહેબો "તરકટ" તરીકે ઓળખાવી તુચ્છકારે છે!!!!!

એમ આજે જેઓ દીન-દુશ્મની, દસ્તુર-દુશ્મની, ઝરતોશ્ત-દુશ્મની અને દાદાર-દુશ્મની કરી રહ્યા છે તેઓએ યાદ રાખવું ઘટે છે કે ૩૩ કરોડ યા ઓછામાં ઓછા ગણ્યે તો ૧૨ કરોડની "સાસાન્યન" સલતનત ફક્ત દશ વરસના ટુંક અરસામાં એવી રીતનાજ બોલનારાઓ અને બજાવનારાઓથી એવી તો ખતમ થઇ ગઇ કે આજે "તેવું કંઇ ત્યાં પહેલે હશે કે?"—એવી શંકા થાય છે, તેનું નામ નીશાનબી આજે રહ્યું નથી. ફક્ત આજે તેઓના બાપદાદાઓથી ઉતરી આવેલી હીંદની પારસી પ્રજા અને તેઓ સાથની દીનજ રહી ગઇ છે, જેનો સીલસીલો નવા સોશ્યંત "**શાહ વરજાવંદ બેહરામ**" સાહેબ આવે ત્યાંસુધી જાળવી રાખવાની પોતાને જરથોશ્તી કહેવડાવતાં દરેક નરનારીઓની પવિત્ર ફરજ છે.

## જરથોશ્તીઓએ પોતીકા હાલના સંજોગોને ધર્મને અનુસરતા બનાવવાની જરૂર.

અલબત્તાં આપણે એટલું તો કબુલ રાખવુંજ જોઇએ કે, પઇસા ટકા અને વેપાર ધંધાની ખુમારીમાં પડેલા આજના આ હાશમી (કલજુગી) જમાનાની અંદર અશોઇના દરેક બારીક નીયમોનું પાલન કરવું મુશ્કેલ છે, તેમજ જેમ આપણા પયગામ્બર સાહેબે ધર્મ સમજાવ્યો છે અને ફરમાનો આપ્યાં છે, તેજ પ્રમાણે લોકોને ધર્મ પાલવા સમજાવવું એ પણ મુશ્કેલ છે. પણ સાથે સાથે એબી યાદ રાખવું ઘટે છે કે આપણા અશો પયગામ્બરે જરથોસ્તી ધર્મનાં ફરમાનો એવી રીતે રચી આપ્યાં છે કે ગમે એવા બુરા જમાનામાં અને મુશ્કેલ સંજોગોની અંદર પણ જો એક જરથોશ્તી ચાહે તો પોતીકા સંજોગોને તે ફરમાનોને અનુસરતા બનાવીને તેનું પાલન વધતે ઓછે દરજ્જે કરી શકે. પણ તેમ કરવાને બદલે તો આજનાં સુધરેલાં જરથોશ્તીઓ ધર્મનાં ફરમાનો અને તરી-

ફતોને મન ચાહે તેમ મરડી મોચડીને તેઓને પોતીકાં એશઆરામ અને દુન્યવી મોજ મઝાહને પેશ પડતાં બનાવવાની કોશેશ કરી રહ્યાં છે!

જો આપણે આ જમાનાની અંદર આપણા દુન્યવી લાભો તેમજ મતલબને ખાતર સચ્ચાઇનું પાલન નહિ કરતા હોઇએ, **તો આપણે એમ તો નહિજ કહી શકયે કે,** કોલ પાલવાનું અને સાચ્ચું બોલવાનું ફરમાન કંઇ જરથુસ્ત્ર પેગામ્બરનું આપેલું નથી, અને એતો ત્યાર પછીના દસ્તુરોએ શીખવેલું એક અશકય ફરમાન છે!

જો આપણે સ્વ-કાબુ (self-control) જાલવવામાં નીશફલ જતા હોઇએ અને આજુબાજુના સંજોગોને આધીન થઇ આપણે દરેક જાતના હવસોના ગુલામ બનતા હોઇએ, અને પરજાતની રૂપાળી સ્ત્રીઓની મોહ-જાળમાં ફસ્યા હોઇએ, **તો આપણે એમ તો નહિજ કહી શકયે કે,** જરથોસ્તી ધર્મમાં પેગામ્બર સાહેબે એકથી વધુ સ્ત્રીઓ સાથના વહેવારની, જુદ-દીન લગનની, અને તેઓને પેટનાં બાળકોને ધર્મમાં લેવાની પરવાનગી આપી છે!

જો આપણે કહેવાતી "એટીકેટ" (સભ્યતા) ને ખાતર આપણા અંગ્રેજ દોસ્તો સાથે ઉઘાડે માથે ફરતા હોઇએ, **તો આપણે એમ તો નહિજ કહી શકયે કે,** જરથુસ્ત્ર પેગામ્બર સાહેબે માથું ઢાંકીને ફરવાની અગત્યતા પોતીકાં ફરમાનોમાં બતાવી નથી.

જો આપણે આપણા ખોરાકમાં ગોસ-મચ્છી વીગેરેનો ઉપયોગ આપણી જીભનાં ચષ્ટાને ખાતર તેમજ આપણી પાંચ ઇંદ્રીઓ ઉપરના કાબુની કોતાહીને લીધે કરતાં હોઇએ, **તો આપણે એમ તો નહિજ કહી શકયે કે,** જરથોશ્તી ધર્મમાં ગોસ્ત-મચ્છીનો આહાર કરવાનું ફરમાન છે!

જો આપણે આપણાં નામ પછવાડે પશ્ચિમની કેળવણીને લગતાં યુનીવરસીટીની ડીગ્રીઓનાં થોડાંક પુછડાં ધરાવતાં હોઇએ, **તો આપણે એમ તો નહિજ કહી શકયે કે,** દુન્યાનાં તમામે તમામ જ્ઞાનની દરેક શાખાઓનાં હમો પુર્વીણ સાહેબ (masters) છીયે, તેથી જમાનાઓનાં જુનાં પુરાતન જરથોશ્ની ફરમાનોને હમો માનતા કે ગણકારતા નથી!

જો આપણે ઘેરધણીઓ તરીકે આપણા ઘરોમાં ભોંયતલીયે એલાહેદી જગા સ્ત્રીઓની માસીક માંદગી (દરૂજી-એ-બુજીની તરીકત) નાં પાલન માટે રાખી નહિ શકતા હોઇએ, અને સ્ત્રીઓના સહવાસ વગર મહીનાના પાંચ છ દીવસોની રહી નહિ શકાય એવા "રાણી મરઘા" યાને

"બાઈકોચા બેલ" જો આપણે થઈ ગયા હોઈએ, **તો આપણે એમ તો નહિજ કહી શકયે કે,** આપણા પેગામ્બરે એ દરૂજી–એ–બુજીની તરીકતનું પાલન કરવાનું અને એ હાલત દરમ્યાન દરેક વસ્તુથી અલાહેદું રહેવાનું ફરમાન પોતીકા ધર્મમાં આપ્યુંજ નથી!

તેજ મુજબ જો બાપદાદેથી આપણાં પોતીકાં ઘરોમાં ચાલુ થતી આવેલી ગુજરેલાંઓની ક્રીયાઓ આપણી સગવડ સાચવવા આસ્તે આસ્તે કરીને અગ્યારીઓમાં ધકેલી દઈ આપણે મોબેદો ઉપર નચીંત થઈ બેઠા હોઈએ, અને તેનો લાભ લઈ અમુક અમુક લાલચુ મોબેદો ક્રીયાકામ સંબંધી ઉલઠાપનો દાવ રમી આપણને બનાવી જતા હોય, તેમજ ક્રીયાકામ કરાવવાની (પઈસા સંબંધની) અસલ ઈરાની રૂઢીની ગેરહાજરીમાં કોમનાં ગરીબ વર્ગોને ક્રીયાનું દામ આપવું નહિ પરવડતું હોય, તો એવા બધા સંજોગોમાં વટીક **આપણે એમ તો નહિજ કહી શકયે કે,** ક્રીયાઓ કરવાનું ફરમાન કંઈ પેગામ્બર સાહેબ જરથુસ્ત્રનું આપેલું નથી, અને એતો પાછલા જમાનાના મોબેદોએ પોતાનાં પેટનો ખાડો પુરવા ઉભુ કીધેલું ધંધાદારી હમ્બગ છે, તેમજ ગુજરેલાંની નૈયતે ક્રીવાઓ કરાવવાથી તેનાં રૂવાનને કંઈ ફાયદો થતો નથી! વીગેરે, વીગેરે.

આવું બોલનારાઓની શુદ્ધ ઠેકાણે લાવવા માટે, તેમજ તેઓનાં એ બકબકારાથી દોરવાઈ જઈને પોતાનો દીની એતેકાદ ખોઈ બેસનારાંઓની રહેબરી માટે, મારા જેવા એક અભણ કમીના શખ્સે જે કંઈક ભાગી તુટી કોશેશ આ લંબાણ લેખમાં કીધી છે, તેની ઘણી નહિ ને થોડીગી શુભ અસર જો સુધારકો, બેહદીનો તેમજ મોબેદો ઉપર થશે, અને તેઓ આ લેખ ધીરજથી શાંત મને વાંચી અને વીચારીને પોતાની ગુજરેલાં ખેશીઓ તરફની ફરજ ખરી રીતે બજાવતાં રહેશે, તો હું મારી મહેનત સફલ થયલી સમજીશ.

## લેખની સમાપ્તી વખતનાં ભલા રાદી–મીથ્રો.

જરથોસ્તી ઈલ્મે–ક્ષ્નૂમનાં સબબીંદુથી શરૂઆતનાં ચાર દીવસોની જરથોસ્તી મરણ ક્રીયાઓની મોતેબરી સમજાવનારો આ લેખ પુરો કરતાં હું ખરાં અંતકરણથી તે દાદારની દરગાહમાં હાથ જોડી દુવા ગુજારૂં છું, (અને ભલાં હમદીન દીનદાર વાંચકો તમો પણ નીચલી દુવા ચાલુ રોજ ચાલ્યા કરશો) કે:—

"અય પાક દાદાર અહુરમજદ! જરથોસ્તી કોમની હાલની હેયાત ધાર્મીક સંસ્થાઓની અંદર જમાનાની ગીરદેશથી, તેમજ હમો ગુનેહગાર

બસ્તે-કુસ્તીયાંન દુરવંદી તોરનાં રવાનોની તનજ્જુલ્લ (ઉતરતા પ્રકારની) હાલતને લીધે જે કંઇ ગેર-વ્યવસ્થા ફેલાઇને "પસ્ન-હરૂજી" થઇ રહી છે તે ક્રીયાઓની ગેર-વ્યવસ્થાને રાદી વ્યવસ્થામાં ફેરવી "પસ્ન" યાને ક્રીયાઓનો પુરો ઇન્ફાલ (નતીજો) હમોને મલતો કરી આપવા માટે કોઇ મહાન પવીત્ર આબેદ સાહેબનું હમારા મીનોઇ આત્મીક રહેબર તરીકે અહીં આવવું જલદીથી મુબારક થાઓ! તે ઉપરાંત જરથોસ્તી કોમની હાલની હૈયાત ધાર્મીક-સંસ્થાઓની અંદર એક એવી રાદી-સંસ્થાનો વધારો થાઓ, કે જે સંસ્થાની મારફતે અહીંથી રહેલત (ગુજર) પામનારાં તમામ બરજીસી જીરમનાં જરથોસ્તી રવાનોની ચાર દીવસની સંપૂર્ણ મરણ ક્રીયા (કે જે પેગામ્બર સાહેબનો જરથોસ્તી કોમનાં રવાનો માટેનો મોટામાં મોટો કીંમતી વારસો છે, જે વારસાની બરકતથી અહીંથી રહેલત પામેલું જરથોસ્તી રવાન બીજી જીરમનાં રવાનો વચ્ચે અરવાહી આલમમાં રખડાત નહિ પામતાં પોતીકાં બાપીકાં બુલંદ બરજીસી-મરકઝ "ચીનવત" ઉપર જવાને ભાગ્યવંત નીવડે છે—તે ક્રીયા) એ જરથોસ્તી દએનમાં ફરમાવેલા અચુક કાયદા કાનુન અનુસાર અશોઇ-સચ્ચાઇ-પાકી પરહેઝગારી અને દયાનતદારીથી દરેક નાનાંમોટાં ગરીબ તવંગર રવાનોની એક સરખી રીતે કરવામાં આવે!"

**આમીન! આમીન!! આમીન!!!**

આ મુજબની આખી પારસી કોમની ખરાં જીગરની મુબારક દુવા ચાલુ થયા કરો, કે જે દુવાનાં મીથ્રની અસરથી અને "**જમુ-એ-અઇપી**" (બધાની સામટી અઇપી) નાં ભેગાં બળથી એવી એક સંસ્થા સ્થાપવાનો શુભ સંજોગ અને સદબુદ્ધિ તે મહા જ્ઞાની સાહેબ, અહીંના કોઇ "સાહેબે-ઝર" (યાને દોલતમંદ શેઠીયા) ને બક્ષે, અને તેઓ એવું એક ક્રીયા-કામનું રાદી ખાતું તાકીદે સ્થાપી આ હાશમી જમાનાનું મોટામાં મોટું પુન્ય જરૂર હાંસલ કરી, એવાં એક ખાતાંની તેમજ લાયક મોબેદોની ગેરહાજરીમાં થતી ગુજરેલાં જરથોસ્તી રવાનોની અધોટ ગતીમાંથી રવાનોને બચાવે! ધન્ય છે એવા શેઠયાને જન્મ આપનારી ભવીશની ભલી માવતરને!

**આમીન! આમીન!! આમીન!!!**

**અથ જમ્યાત્ યથ આફ્રીનામિ!**

**અષૅમ વૉહૂ ૧.**



# પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી
## બુક-ડીપો.

| | Rs. | as. |
|---|---|---|
| વેજીટેરીયનનો ભોમ્યો—કર્તા મી૦ જમશેદજી ધનજીભાઇ શરાફ. ... | ૧ | ૮ |
| જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમ સીરીઝ, ના૦ ૧, જરથોસ્તી ધર્મ સમજવા માટે ઇલ્મે-ક્ષ્નૂમની ચાવી—કર્તા મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ. | ૦ | ૧૨ |
| જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમ સીરીઝ, ના૦ ૨, તાવીલ-ઇ-સુદરેહ—કર્તા મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ ... ... ... ... ... | ૧ | ૮ |
| ક્ષ્નૂમ નીકીઝે વેહદીન, (ભાગ બીજો)—કર્તા ડૉ૦ ચીનીવાલા... ... | ૧૦ | ૦ |
| જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમ મુજબ સૃષ્ટિ-રચનાના ચાર મોટા નકસાઓ ... (માઉન્ટ કીધેલા) | ૧ | ૦ |
| યજશ્નેની બુલંદ ક્રીયા—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા... | ૧ | ૮ |
| પાજંદ સીરીઝ, નં૦ ૨: પાજંદ સેતાયશ બા માએની (હેન્ડ બુક)—કર્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની ... ... | ૧ | ૦ |
| પાજંદ ભણતર સીરીઝ નં૦ ૩: પાજંદ નીરંગ બા માએની (હેન્ડ બુક)—કર્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની ... ... | ૧ | ૮ |
| પાજંદ આશીરવાદ (ગુજરાતી, અંગ્રેજી, સંસ્કીત સાથે)—કર્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની... ... ... ... ... | ૦ | ૪ |
| તે સાહેબના ૧૦૧ નામ શુદ્ધ ઉચ્ચારે તેના અર્થો સાથે—રચનાર એ૦ ફી. શા. મસાની ... ... ... ... ... ... | ૦ | ૧ |
| જરથોસ્તી ફસલી જાવેદાન પંચાંગ ... ... ... ... ... ... | ૦ | ૪ |
| જરથોસ્તી ફસલી મહીનાઓ અને ગાહમ્બારો અને બારે બુરૂજોનો દીલચસ્પ નકસો ... ... ... ... ... ... ... ... ... | ૦ | ૨ |
| પાંચ ગાથાના હા (તદન શુદ્ધ ઉચ્ચારે) ... ... ... ... ... | ૦ | ૪ |
| ક્ષ્નૂમ હારમાળા, નં૦ ૧: કુસ્તીની સાઝશને (યાને બનાવત) કર્તા ડૉ૦ જહાંગીર મે. પાવરી ... ... ... ... ... ... | ૦ | ૨ |
| "ખ્યાલ-ઇ-તાવીલ-ઈ-સુદરેહ"—કર્તા મી૦ કેખશરૂ બ. જામીના ... ... ... ... ... | ૦ | ૨ |
| જરથોશ્તી-દએનની પવિત્ર બુલંદ ક્રીયાઓમાં "નામ-ગ્રવણુ" માં મહાન પુરૂષોના નામો લેવાનો અસલ કાયદો ... ... ... | ૦ | ૨ |
| ક્ષ્નૂમ હાર-માળા નં૦ ૨: બુલંદ ગાહેસારણાની ક્રીયા: તેની મહત્વતા અને ખુબીઓ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા | ૦ | ૬ |
| નીરંગ-ઇ-કુશ્તી બા ક્ષ્નૂમન-ઇ-સ્રઓષ બા મીથ્ર—કર્તા બાઇ બાનુ કેખશરૂ મોદી ... ... ... ... ... ... ... | ૦ | ૩ |
| ગાથા સીરીઝ, ભાગ પહેલો: અહુનવદ ગાથા હા ૨૮—ક્ષ્નૂમની નજરે ઉંડી તાવીલ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા ... | ૦ | ૧૨ |
| Complete Episode of "Shah Yazdagard Sheheriar" From Shahnameh by Mr. Behram P. Bharoocha. | 1 | 0 |
| Zoroastrianism Ancient and Modern—by Phiroze S. Masani ... ... ... ... ... ... ... ... | 5 | 0 |